૭૦૬૬





# THE

# ENGLISH TEACHER

# ધી ઇંગ્લીશ ટીચર.



# અંગ્રેજી શિક્ષક.





૭૦૫૫

# THE
# ENGLISH TEACHER.
# ધી ઇંગ્લીશ ટીચર.
# અંગ્રેજી શિક્ષક.

(માસ્તરની મદદ વગર અંગ્રેજી શીખવાનું પુસ્તક).
ગૂજરાતી અંગ્રેજી અને અંગ્રેજી ગૂજરાતીમાં.

પ્રકાશક
સુવિચાર દર્શક મંડળી.
વિઠ્ઠલવાડી, મુંબઈ.

મુંબઈ
પારસી પ્રિંટીંગ પ્રેસ.
સંવત્ ૧૯૫૫. સન ૧૮૯૯.

કીમત કાગળના પુઠાની રૂ ૦ાા
,, કપડાના પુઠાની રૂ ૧

# A NEW POCKET
# GUJARATI-ENGLISH
# DICTIONARY

## આવૃત્તિ બીજી.

ઉંચા કાગળ ઉપર નિર્ણય સાગર પ્રેસમાં છાપેલી
સોનેરી નામવાલા કપડાના પુંઠામાં બાંધેલી
**કીમત રૂ ૧॥ પો. વે. પે. રૂ ०।**

——:o:——

## ગૂજરાતી શબ્દાર્થસિંધુ.

ગૂજરાતી શબ્દનો સંગ્રહ.
કીમત રૂ ૩) પો. વે. પે. રૂ ०।

——:o:——

## સંસ્કૃત ગૂજરાતી શબ્દકોષ.

કર્તા
**એચ. જી. મરચંટ**

નિર્ણય સાગર પ્રેસમાં છાપેલ છે
**કીમત રૂ ૪ પો. વે. પે. રૂ ०।=**

**એચ. જી. મરચંટ**
ઘર નં० ૧૯૫ વિઠ્ઠલવાડી, મુંબઇ.

# સૂચના.

આ ચોપડીમાં શરૂઆતથી શીખનાર માટે એ. બી. સી. ડી. થી શરૂ કરવામાં આવ્યું છે. શરૂઆતમાંજ સંખ્યા આપેલી છે. એક બેથી તે એકસો સુધી ચાલુ આપ્યા પછી એક લાખ સુધીની સંખ્યા બતાવેલ છે. તે બરાબર શીખ્યા પછી એ, બી, સી, ડી, શીખવાની છે. એ. બી. સી. ડી ચાર જાતની છે. પહેલી બે જાતની છે તે છાપવાની અને બીજી બે જાતની છે તે લખવાની.

એ. બી. સી. ડી. બરાબર આવડયા પછી અંગ્રેજી શબ્દો તથા તેના ઉચ્ચાર અર્થ સાથે, શીખવા જોઇએ. શબ્દના અર્થ બરોબર મોઢે કરવા જોઇએ. જો અર્થ બરાબર આવડશે તો પછી આગળ શીખતાં અડચણ પડવાની નથી.

શરૂઆતમાં શીખનારે શીખતી વખતે ઉતાવળ કરવી નહિ. એક પાઠ બરાબર પાકો કર્યા પછીજ બીજો પાઠ શરૂ કરવો. તેમજ હમેશ એકજ નિયમે શીખવાની ટેવ રાખવી, તેથી બરાબર આવડશે એટલુંજ નહિ પણ શીખવામાં પણ હોંશ આવશે.

જે શબ્દો એક વખત આવ્યા છે તે બીજી વખત ફરીથી આપ્યા નથી, જો આગળા શબ્દો પાકા કર્યા હશે તો પાછળા પાઠોમાં તે શબ્દો ફરીથી આવતાં તુરત યાદ આવશે.

મા, બાપ, ભાઇ, બહેન, તથાં કુતરો, બીલાડો, કલમ, પેન, વગેરે જ્યાં નામ હોય ત્યાં ફેરવીને બીજા જે નામોનો ઉપયોગ કરવો હોય તે કરી શકાય.

# THE
# ENGLISH TEACHER.

# ધી ઇંગ્લીશ ટીચર.

# અંગ્રેજી શિક્ષક.

## સંખ્યા.

1 One (વન) એક ૧.
2 Two (ટુ) બે ૨.
3 Three (થ્રી) ત્રણ ૩.
4 Four (ફોર) ચાર ૪.
5 Five (ફાઇવ) પાંચ ૫.
6 Six (સીક્સ) છ ૬.
7 Seven (સેવન) સાત ૭.
8 Eight (એઇટ) આઠ ૮.
9 Nine (નાઇન) નવ ૯.
10 Ten (ટેન) દશ ૧૦.
11 Eleven (ઇલેવન) અગીઆર ૧૧.
12 Twelve (ટુવેલ્વ) બાર ૧૨.
13 Thirteen (થરટીન) તેર ૧૩.
14 Fourteen (ફોરટીન) ચૌદ ૧૪.
15 Fifteen (ફીફ્ટીન) પંદર ૧૫.
16 Sixteen (સીક્સટીન) સોળ ૧૬.
17 Seventeen (સેવન્ટીન) સતર ૧૭.

18 Eighteen (એઇટીન) અઢાર ૧૮.
19 Nineteen (નાઇનટીન) ઓગણીશ ૧૯.
20 Twenty (ટુવેન્ટી) વીશ ૨૦.
21 Twenty one (ટુવેન્ટી વન) એકવીશ ૨૧.
22 Twenty two (ટુવેન્ટી ટુ) બાવીશ ૨૨.
23 Twenty three (ટુવેન્ટી થ્રી) ત્રેવીશ ૨૩.
24 Twenty four (ટુવેન્ટી ફોર) ચોવીશ ૨૪.
25 Twenty five (ટુવેન્ટી ફાઇવ) પચીશ ૨૫.
26 Twenty six (ટુવેન્ટી સીકસ) છવીશ ૨૬.
27 Twenty seven (ટુવેન્ટી સેવન) સતાવીશ ૨૭.
28 Twenty eight (ટુવેન્ટી એઈટ) અઠાવીશ ૨૮.
29 Twenty nine (ટુવેન્ટી નાઇન) ઓગણત્રીશ ૨૯.
30 Thirty (થરટી) ત્રીશ.
31 Thirty one (થરટી વન) એકત્રીશ ૩૧.
32 Thirty two (થરટી ટુ) બત્રીશ ૩૨.
33 Thirty three (થરટી થ્રી) તેત્રીશ ૩૩.
34 Thirty four (થરટી ફોર) ચોત્રીશ ૩૪.
35 Thirty five (થરટી ફાઇવ) પાંત્રીશ ૩૫.
36 Thirty six (થરટી સીકસ) છત્રીશ ૩૬.
37 Thirty seven (થરટી સેવન) સાડત્રીશ ૩૭.
38 Thirty eight (થરટી એઇટ) આડત્રીશ ૩૮.
39 Thirty nine (થરટી નાઇન) ઓગણચાળીશ ૩૯.
40 Forty (ફોરટી) ચાળીશ ૪૦.
41 Forty one (ફોરટી વન) એકતાળીશ ૪૧.
42 Forty two (ફોરટી ટુ) બેતાળીશ ૪૨.
43 Forty three (ફોરટી થ્રી) ત્રેતાળીશ ૪૩.
44 Forty four (ફોરટી ફોર) ચુમાળીશ ૪૪.
45 Forty five (ફોરટી ફાઇવ) પીસતાળીશ ૪૫.

46 Forty six (ફોરટી સીકસ) છેતાળીશ ૪૬.
47 Forty seven (ફોરટી સેવન) સુડતાળીશ ૪૭.
48 Forty eight (ફોરટી એઇટ) ઉડતાળીશ ૪૮.
49 Forty nine (ફોરટી નાઇન) ઓગણપચાશ ૪૯.
50 Fifty (ફીફટી) પચાશ ૫૦.
51 Fifty one (ફીફટી વન) એકાવન ૫૧.
52 Fifty two (ફીફટી ટુ) બાવન ૫૨.
53 Fifty three (ફીફટી થ્રી) ત્રેપન ૫૩.
54 Fifty four (ફીફટી ફોર) ચોપન ૫૪.
55 Fifty five (ફીફટી ફાઇવ) પંચાવન ૫૫.
56 Fifty six (ફીફટો સીકસ) છપન ૫૬.
57 Fifty seven (ફીફટી સેવન) સતાવન ૫૭.
58 Fifty eight (ફીફટી એઇટ) અઠાવન ૫૮.
59 Fifty nine (ફીફટી નાઇન) ઓગણુસાઠ ૫૯.
60 Sixty (સીકસટી) સાઠ ૬૦.
61 Sixty one (સીકસટી વન) એકસઠ ૬૧.
62 Sixty two (સીકસટી ટુ) બાસઠ ૬૨.
63 Sixty three (સીકસટી થ્રી) ત્રેસઠ ૬૩.
64 Sixty four (સીકસટી ફોર) ચોસઠ ૬૪.
65 Sixty five (સીકસટી ફાઇવ) પાંસઠ ૬૫.
66 Sixty six (સીકસટી સીકસ) છાસઠ ૬૬.
67 Sixty seven (સીકસટી સેવન) સડસઠ ૬૭.
68 Sixty eight (સીકસટી એઇટ) અડસઠ ૬૮.
69 Sixty nine (સીકસટી નાઇન) ઓગણોતર ૬૯.
70 Seventy (સેવન્ટી) સીતેર ૭૦.
71 Seventy one (સેવન્ટી વન) ઇકોતેર ૭૧.
72 Seventy two (સેવન્ટી ટુ) બોતેર ૭૨.
73 Seventy three (સેવન્ટી થ્રી) તોતેર ૭૩.

74 Seventy four (સેવન્ટી ફોર) ચુમોતેર ૭૪.
75 Seventy five (સેવન્ટી ફાઇવ) પંચોતેર ૭૫.
76 Seventy six (સેવન્ટી સીક્સ) છોતેર ૭૬.
77 Seventy seven (સેવન્ટી સેવન) સીતોતેર ૭૭.
78 Seventy eight (સેવન્ટી એઇટ) ઇઠોતેર ૭૮.
79 Seventy nine (સેવન્ટીનાઇન) ઓગણાએંસી ૭૯
80 Eighty (એઇટી) એંસી ૮૦.
81 Eighty one (એઇટી વન) એકયાસી ૮૧.
82 Eighty two (એઇટી ટુ) બ્યાસી ૮૨.
83 Eighty three (એઇટી થ્રી) ત્યાસી ૮૩.
84 Eighty four (એઇટી ફોર) ચોર્યાસી ૮૪.
85 Eighty five (એઇટી ફાઇવ) પંચ્યાસી ૮૫.
86 Eighty six (એઇટી સીક્સ) છ્યાસી ૮૬.
87 Eighty seven (એઇટી સેવન) સીત્યાસી ૮૭.
88 Eighty eight (એઇટી એઇટ) ઇઠયાસી ૮૮.
89 Eighty nine (એઇટી નાઇન) નેવ્યાસી ૮૯.
90 Ninety (નાઇન્ટી) નેવું ૯૦.
91 Ninety one (નાઇન્ટી વન) એકાણું ૯૧.
92 Ninety two (નાઇન્ટી ટુ) બાણું ૯૨.
93 Ninety three (નાઇન્ટી થ્રી) ત્રાણું ૯૩.
94 Ninety four (નાઇન્ટી ફોર) ચોરાણુ ૯૪.
95 Ninety five (નાઇન્ટી ફાઇવ) પંચાણુ ૯૫.
96 Ninety six (નાઇન્ટી સીક્સ) છન્નુ ૯૬.
97 Ninety seven (નાઇન્ટી સેવન) સતાણુ ૯૭.
98 Ninety eight (નાઇન્ટી એઇટ) અઠાણુ ૯૮.
99 Ninety nine (નાઇન્ટી નાઇન) નવાણુ ૯૯.
100 Hundred (હંડ્રેડ) સો ૧૦૦.
200 Two hundred (ટુ હંડ્રેડ) બસો ૨૦૦.

300 Three hundred (થ્રી હંડ્રેડ) ત્રણસો ૩૦૦.
400 Four hundred (ફોર હંડ્રેડ) ચારસો ૪૦૦.
500 Five hundred (ફાઇવ હંડ્રેડ) પાંચસો ૫૦૦.
600 Six hundred (સીક્સ હંડ્રેડ) છસો ૬૦૦.
700 Seven hundred (સેવન હંડ્રેડ) સાતસો ૭૦૦.
800 Eight hundred (એઇટ હંડ્રેડ) આઠસો ૮૦૦.
900 Nine hundred (નાઇન હંડ્રેડ) નવસો ૯૦૦.
1000 Thousand (થાઉઝન્ડ) હજાર ૧૦૦૦.
10000 Ten thousand (ટેન થાઉઝન્ડ) દશ હજાર ૧૦૦૦૦.
100000 Lac (લેક) લાખ ૧૦૦૦૦૦.

---

## પાઠ ૧.

## The Alphabet મૂળાક્ષર.

A B C D E F G H I J
એ બી સી ડી ઇ એફ જી એચ આઇ જે
K L M N O P Q R S
કે એલ એમ એન ઓ પી કયુ આર એસ
T U V W X Y Z.
ટી યુ વી ડબ્લ્યુ એક્સ વાય ઝેડ.

---

## પાઠ ૨.

a b c d e f g h i j k l
m n o p q r s t u v
w x y z.

## પાઠ ૩.

*A B C D E F G H I*

*J K L M N O P Q*

*R S T U V W*

*X Y Z.*

~~~~~~~~~~

## પાઠ ૪.

*a b c d e f g h i j k l m n o p q*

*r s t u v w x y z.*

~~~~~~~~~~

## પાઠ ૫.

અંગ્રેજી ભાષામાં ૨૬ અક્ષરો છે. તેમાં a e i o u y એટલા સ્વર છે. w ને પણ કોઇક વખત સ્વર તરીકે ગણવામાં આવે છે. બાકીના બીજા વ્યંજન છે.

(અંગ્રેજી શબ્દોના લાંબા, પહોળા, ટુંકા આમ ઘણી જાતના જુદા જુદા ઉચ્ચારો થાય છે, પણ તે શિક્ષકની મદદ વગર પોતાની મેલે શીખી શકાય નહિ તેથી આ પુસ્તકની અંદર આપેલા ઉચ્ચારો તેવી રીતે આપ્યા નથી. કારણ કે તેમ આપવાથી પોતાની મેલે શીખનાર ગુચવાય છે.)

# પાઠ ૬.

## શબ્દો.

I (આઇ) હું. Thou (ધાઉ) તું.
He (હી) તે. (પુરુષને). She (શી) તે (સ્ત્રીને).
It (ઇટ) તે (ચીજ વસ્તુને).
We (વી) અમે, આપણે. They (ધે) તેઓ.
I નું બહુવચન We અને He નું બહુવચન They છે. એ બહુ વચન નર, નારી, તથા નાન્યતર એ ત્રણે જાતિમાં વપરાય છે.

---

# પાઠ ૭.

## સ્થળના નામ.

Europe (યુરોપ) યુરોપ ખંડ.
America (અમેરિકા) અમેરિકા ખંડ.
North America (નાર્થ અમેરિકા) ઉત્તર અમેરિકા.
South America (સાઉથ અમેરિકા) દક્ષિણ અમેરિકા.
Arabia (અરેબિયા) અરબસ્તાન.
India (ઇંડીઆ) હિંદુસ્તાન.
Deccan (દેકન) દક્ષિણ, દખણ.
Africa (આફ્રિકા) આફ્રિકા ખંડ.
China (ચાયના) ચીન દેશ.
Bombay (બોંબે) મુંબઇ.
Japan (જાપાન) જાપાન દેશ.
Iceland (આઇસલેંડ) બરફસ્તાન.

# પાઠ ૮.

## શબ્દો ૨.

My (માઇ) Mine (માઇન) મારો, મારી, મારૂં.
Thy (ધાઇ) Thine (ધાઇન) તારો, તારી, તારૂં.
His (હીઝ) તેનો, તેની, તેનું.
Ours (અવર્સ) અમારૂં, આપણું.
Your (યોર) Yours (યોર્સ) તમારૂં.
Yes (યસ) હા. No (નો) ના, નહિ.
Boy (બોય) છોકરો. Girl (ગર્લ) છોકરી.
Up (અપ) ઉપર. Down (ડાઉન) નીચે.
And (એન્ડ) અને. Or (ઓર) અથવા.
Time (ટાઇમ) વખત. Hour (અવર) કલાક.
Here (હીઅર) અહીં. There (ધેર) ત્યાં.

# પાઠ ૯.

ખ Kh કે એચ મળીને ખ થાય.
ગ G જી નો ગ થાય.
ઘ Gh જી એચ મળીને ઘ થાય.
ચ Ch સી એચ મળીને ચ થાય.
છ Chh સી સાથે બે એચ હોય તો છ થાય.
જ J જે નો જ થાય.
ઝ Jh જે એચ મળીને ઝ થાય.
ઠ, થ Th ટી એચ મળીને ઠ, થ થાય.
ઢ, ધ Dh ડી એચ મળીને ઢ, ધ થાય.
ફ F અથવા Ph એફ અથવા પીએચ મળીને ફ થાય.
ભ Bh બી એચ મળીને ભ થાય.

શ, ષ Sh એસ એચ મલીને શ, ષ થાય.
હ H એચનો હ થાય.

## પાઠ ૧૦.

### નવા શબ્દો.

Not (નોટ) નહિ, ના. Note (નોટ) ચીઠી.
Hat (હેટ) ઉભી ટોપી. Hate (હેટ) ધિક્કારવું.
Cap (કેપ) ટોપી. Turban (ટરબન) પાઘડી.
Father (ફાધર) બાપ. Mother (મધર) મા.
Brother (બ્રધર) ભાઇ. Sister (સીસ્ટર) બહેન.
Uncle (અંકલ) કાકો, મામો, માસો, ફુવો.
Aunt (આન્ટ) ફ઼ાકી, મામી, માસી, ફુઇ.
Husband (હસબન્ડ) ધણી, વર, પતિ.
Wife (વાઇફ) સ્ત્રી, બાયડી, પરણેતર.
Man (મેન) પુરૂષ. Woman (વુમન) સ્રી.

## પાઠ ૧૧.

### નાના વાકયો.

Come (કમ) આવવુ. Go (ગો) જવું.
Me (મી) મને. Be (બી) થવું.
Is (ઇઝ) છે. So (સો) એમ, એવું.
You come (યુ કમ) તમે આવો.
Be so (બી સો) એમ થાઓ.
We go (વી ગો) અમે જઇએ છીએ.
You go (યુ ગો) તમે જાઓ.
He is (હી ઇઝ) તે છે;

Father and Mother (ફાધર એંડ મધર) મા બાપ.
Brother and Sister (બ્રધર એંડ સીસ્ટર) ભાઇ બહેન.
Husband and Wife (હસબંડ એંડ વાઇફ) પતિ પત્ની, ધણી ધણીઆણી, વર વહુ.

## પાઠ ૧૨.

Bird (બર્ડ) પક્ષી. Horse (હોર્સ) ઘોડો.
Bad (બેડ) ખરાબ. Good (ગુડ) સારૂં.
Poor (પુઅર) ગરીબ. Rich (રીચ) પૈસાદાર.
House (હાઉસ) ઘર. Room (રૂમ) ઓરડી.
Cow (કાઉ) ગાય. Ox (ઓકસ) બલદ.
Light (લાઇટ) પ્રકાશ, અજવાળું. Dark (ડાર્ક) અંધારૂં.
It is a bird (ઇટ ઇઝ આ બર્ડ) આ પક્ષી છે.
Bad boy (બેડ બોય) ખરાબ છોકરો.
Good girl (ગુડ ગર્લ) સારી છોકરી.
Poor man (પુઅર મેન) ગરીબ માણસ.
Rich man (રીચ મેન) પૈસાદાર માણસ.
His house (હીઝ હાઉસ) તેનું ઘર.
Cow and Ox (કાઉ એંડ ઓકસ) ગાય અને બલદ.
Dark room (ડાર્ક રૂમ) અંધારો ઓરડો.
My father (માઈ ફાધર) મારો બાપ.
My son (માઈ સન) મારો છોકરો.
My house (માઇ હાઉસ) મારૂં ઘર.
Good horse (ગુડ હોર્સ) સારો ઘોડો.

## પાઠ ૧૩.

Young (યંગ) જુવાન. Old (ઓલ્ડ) બુઢું, ઘરડું, જુનું.
Long (લોંગ) લાંબું. Short (શોર્ટ) ટૂંકું.

Sir (સર) સાહેબ, શેઠ. Eyes (આઇઝ) આંખો.
Nose (નોઝ) નાક. Tongue (ટંગ) જીભ.
Hot (હોટ) ગરમ. Cold (કોલ્ડ) થંડું.
Food (ફુડ) ખોરાક. Water (વોટર) પાણી.
Young man (યંગ મેન) જુવાન માણસ.
Old house (ઓલ્ડ હાઉસ) જુનું ઘર.
Boy, come here (બોય કમ હીઅર) છોકરા અહીં આવ.
Yes, Sir (યસ, સર) હા, સાહેબ.
Come up (કમ અપ) ઉપર આવો.
Go down (ગો ડાઉન) નીચે જાઓ.
Long nose (લોંગ નોઝ) લાંબું નાક.
Short tongue (શોર્ટ ટંગ) ટુકી જીભ.
My ox and his horse (માઈ ઓક્સ એંડ હીઝ હોર્સ) મારો બલદ અને તેનો ઘોડો.
It is hot water (ઈટ ઇઝ હોટ વોટર) આ ગરમ પાણી છે.
No, it is cold water (નો, ઇટ ઈઝ કોલ્ડ વોટર) નહિ, એ તો થંડું પાણી છે.

## પાઠ ૧૪.

In (ઇન) અંદર. Out (આઉટ) બહાર.
Lo (લો) જો. So (સો) એમ, એવું.
On (ઓન) ઉપર. Of (ઓફ) નો, ની, નું, ના.
Do (ડુ) કરવું. To (ટુ) ને. For (ફોર) માટે, વાસ્તે.
Pen (પેન) કલમ. Tell (ટેલ) કહેવું.
Tale (ટેલ્) વોરતા. Well (ઉવેલ) સારૂં.
Ye (યી) તમે. See (સી) જોવું.
He is in (હી ઇઝ ઇન) તે અંદર છે.

It is my ox (ઇટ ઇઝ માઇ ઓકસ) તે મારો બલદ છે.

Go ye up (ગો યી અપ) તમે ઉપર જાઓ.

Lo, it is he? (લો, ઇટ ઇઝ હી)? જુઓ, તે તે છે

No, it is not he (નો, ઇટ ઇઝ નોટ હી) ના, તે તે નથી.

We go in (ઉવી ગો ઇન) અમે અંદર જઇએ છીએ.

Is he in it? (ઇઝ હી ઇન ઇટ)? તે અંદર છે. ?

Do tell me of it (ડુ ટેલ મી ઓફ ઇટ) મને તે વિષે કહો.

Do not go there (ડુ નોટ ગો ધેર) ત્યાં જશે નહિ.

Come here, but do not do so (કમ હીઅર, બટ ડુ નોટ ડુ સો) અહીં આવો, પણ તેમ કરશો નહિ

---

## પાઠ ૧૫.

Ask (આસ્ક) પુછવું. Deny (ડીનાઇ) ના પાડવી.

Fat (ફેટ) જાડું. Thin (થીન) પાતલું.

To-day (ટુ-ડે) આજે. To-morrow (ટુ-મોરો) આવતી કાલે.

Yesterday (યસ્ટર ડે) ગઇ કાલે.

Glass (ગ્લાસ) કાચ. Fast (ફાસ્ટ) ઉતાવળથી.

Bed (બેડ) બીછાનું. Mend (મેંડ) ઘડવું.

Mend my pen (મેંડ માઇ પેન) મારી કલમ ઘડો.

Go to bed (ગો ટુ બેડ) બીછાને (સુતાને) જાઓ.

A fat ox and a thin horse (આ ફેટ ઓકસ એંડ આ થીન હોર્સ) એક જાડો બલદ અને પાતલો ઘોડો

I see a horse and a cow there (આઇ સી આ હોર્સ એંડ આ કાઉ ધેર) હું ત્યાં એક ઘોડો અને ગાય જોઉંછું.

Mend the pen well for me (મેંડ ધી પેન ઉવેલ ફોર મી) મારે માટે તે કલમ સારી ઘડજો.

Come to me to-day (કમ ટુ મી ટુ-ડે) આજ મારે ત્યાં આવજો.

Go to his house to-morrow (ગો ટુ હીઝ હાઉસ ટુ-મોરો) આવતી કાલે તેને ઘેર જજો.

I have no time to go to his house to-morrow (આઇ હેવ નો ટાઇમ ટુ ગો ટુ હીઝ હાઉસ ટુ-મોરો) તેને ત્યાં જવાને કાલે મને વખત નથી.

Then go to-day (ધેન ગો ટુ ડે) ત્યારે આજે જાઓ.

## પાઠ ૧૬.

Face (ફેસ) મોઢું, ચેહેરો Shut (શટ) બંધ કરવું.
Door (ડોર) દરવાજો, બારણું. School (સ્કુલ) નિશાળ.
Bee (બી) મધમાખ. Cock (કોક) કુકડો.
Laugh (લાફ) હસવું. Cry (ક્રાઇ) રડવું.
Lesson (લેસન) પાઠ. Lazy (લેઝી) આળસુ.
Wash (ઉવોશ) ધોવું. Clean (ક્લીન) સાફ, સ્વચ્છ.
Hand (હેંડ) હાથ. Foot (ફુટ) પગ.

Wash your hands and feet (વોશ યોર હેંડસ એંડ ફીટ) * તમારા હાથ પગ ધુઓ.

Wash your face (વોશ યોર ફેસ) તમારૂ મોઢું ધુવો.

* ફુટનું બહુ વચન ફીટ થાય છે. હેંડનું હેંડસ.

Shut the door for me (શટ ધી ડોર ફોર મી) મારે માટે તે દરવાજો બંધ કરો.

There is a cock and a bee (ધેર ઇઝ આ કોક એંડ આ બી) ત્યાં એક કુકડો અને મધમાખ છે.

Go to school (ગો ટુ સ્કુલ) નિશાળે જાઓ.

You are lazy (યુ આર લેઝી) તમે આળસુ છો.

Do not laugh (ડુ નોટ લાફ) હસશો નહિ.

Clean it well (ક્લીન ઇટ ઉવેલ) તે બરાબર સાફ કરજો.

Shut the door of the room (શટ ધી ડોર ઓફ ધી રૂમ) ઓરડાનો દરવાજો બંધ કરો.

Ask him to come to school (આસ્ક હીમ ટું કમ ટુ સ્કુલ) તેને નિશાળે આવવા વિષે પુછજો.

## પાઠ ૧૭.

Ripe (રાઇપ) પાકું. Lamp (લેમ્પ) દીવો.

Who (હુ) કોણ. Sleep (સ્લીપ) ઉંઘ.

Rain (રેન) વરસાદ. Raining (રેનીંગ) વરસતાં.

Went (ઉવેન્ટ) ગયો. Boil (બોઇલ) બાફવું, ઉકાળવું.

Rice (રાઇસ) ચોખા. Pulse (પલ્સ) દાળ.

Lad (લેડ) છોકરો. Lass (લાસ) છોકરી.

Home (હોમ) ઘર. Rat (રેટ) ઉંદર.

Cook (કુક) રાંધવું. Look (લુક) જોવું.

Who is there ? (હુ ઇઝ ધેર) ત્યાં કોણ છે ?

Look in the glass (લુક ઇન ધી ગ્લાસ) આરસીમાં જુઓ.

Cook the rice for me (કુક ધી રાઇસ ફોર મી) મારે માટે ચોખા રાંધો.
He went in his house (હી ઉવેન્ટ ઇન હીઝ હાઉસ) તે તેના ઘરમાં ગયો.
It is ripe (ઇટ ઇઝ રાઇપ) તે પાકેલું છે.
Who are you? (હુ આર યુ) તમે કોણ છો?
Is it raining? (ઇઝ ઇટ રેનીંગ) હમણા વરસાદ વરસેછે?
Ask the lad (આસ્ક ધી લેડ) તે છોકરાને પુછો.
Light the lamp (લાઇટ ધી લેમ્પ) દીવો સળગાવો.
The fat lass went in the house (ધી ફેટ લાસ ઉવેન્ટ ઇન ધી હાઉસ) તે જાડી છોકરી ઘરમાં ગઇ.
Cook rice and pulse for Purshotam (કુક રાઇસ એંડ પલ્સ ફોર પરશોતમ) પરશોતમ માટે ચોખા અને દાળ રાંધો.
Go home (ગો હોમ) ઘેર જાઓ.
Do not do so (ડુ નોટ ડુ સો) એમ કરશો નહિ.
The ox is fat (ધી ઓકસ ઇઝ ફેટ) તે બલદ જાડોછે.

---

## પાઠ ૧૮.

Love (લવ) ચહાવું. Letter (લેટર) કાગળ.
Begin (બીગીન) શરૂ કરવું. Began (બીગેન) શરૂ કીધું.
Empty (એમ્પ્ટી) ખાલી, ખાલી કરવું.
Bottle (બોટલ) સીસી. Sick (સીક) આજારી.
Find (ફાઇંડ) જડવું, મલવું. Found (ફાઉંડ) જડયું, મલ્યું.
Ring (રીંગ) વગાડવું. Bell (બેલ) ઘંટ.
Ring the bell (રીંગ ધી બેલ) ઘંટ વગાડો.

Who found it (હુ ફાઉંડ ઇટ) તે કોણે શોધી કાઢયું.
I found it (આઇ ફાઉંડ ઇટ) મેં શોધી કાઢયું.
Empty this bottle (એમ્પટી ધીસ બોટલ) આ સીસી ખાલી કરો.
He is sick (હી ઇઝ સીક) તે આજારી છે.
Who began it? (હુ બીગેન ઇટ) શરૂઆત કોણે કીધી ?
I love him (આઇ લવ હીમ) હું તેને ચાહુંછું.

## પાઠ ૧૯.

ભજવું To worship (ટુ વર્શીપ). ઇશ્વર God (ગોડ).
કામ કરવું To work (ટુ વર્ક). જોવું To see (ટુ સી).
શીખવું To learn (ટુ લર્ન). (ટુ રાઇટ) To write લખવું.
બોલવું To speak (ટુ સ્પીક). (એવરી ડે) Every day રોજ.

તે જુએ છે He sees (હી સીઝ).
તે બોલે છે He speaks (હી સ્પીકસ).
હું ગૂજરાતી શીખું છું I learn Gujarati (આઇ લર્ન ગૂજરાતી).
તે રોજ કામ કરે છે He works every day (હી વર્કસ એવરી ડે).
તે છોકરો લખે છે That boy writes (ધેટ બોય રાઇટસ).
અમે ઇશ્વરને ભજીએ છીએ We worship God (ઉવી વર્શીપ ગોડ).

તે છોકરો જાયછે That boy goes (ધેટ બોય ગોઝ).
આ છોકરી જાયછે This girl goes (ધીસ ગર્લ ગોઝ).



## પાઠ ૨૦.

ચાલવું To walk (ટુ વોક). બોલાવવું To call (ટુ કોલ).
જલદી Soon (સુન). આસ્તેથી Slowly (સ્લોલી).
લાવવું To bring (ટુ બ્રીંગ). રમવું To play (ટુ પ્લે).
Walk soon (વોક સુન) જલદી ચાલો.
Walk slowly (વોક સ્લોલી) ધીમે (આસ્તે) ચાલો.
Come to play (કમ ટુ પ્લે) રમવા આવો.
Bring the boy here (બ્રીંગ ધી બોય હીઅર) તે છોકરાને અહીં લાવો.
Go up (ગો અપ) ઉપર જાઓ.
Go down (ગો ડાઉન) નીચે જાઓ.
Come here (કમ હીઅર) અહીં આવો.
Go out (ગો આઉટ) બહાર જાઓ.
He went to my house (હી ઉવેન્ટ ટુ માઇ હાઉસ) તે મારે ઘેર ગયો.
Where is Madhavsinh ? (ઉવેર ઇઝ માધવસિંહ) માધવસિંહ કયાં છે ?
Madhavsinh is here (માધવસિંહ ઇઝ હીઅર) માધવસિંહ અહીં છે.



## પાઠ ૨૧.

Send (સેંડ) મોકલવું. Teacher (ટીચર) શિક્ષક.
English (ઇંગ્લીશ) અંગ્રેજી. Know (નો) જાણવું.
Sit (સીટ) બેસવું. Permit (પરમીટ) રજા આપવી.

Do (ડુ) કરવું. Beg (બેગ) ભીખ માગવી.

My father knows English (માઇ ફાધર નોઝ ઇંગ્લીશ) મારા બાપા અંગ્રેજી જાણે છે.

He speaks English every day (હી સ્પીક્સ ઇંગ્લીશ એવરી ડે) તે દરરોજ અંગ્રેજી બોલે છે.

We go to school every day (વી ગો ટુ સ્કુલ એવરી ડે) અમે દરરોજ નિશાળે જઇએ છીએ.

મારી બહેન રાંધે છે My sister cooks (માઇ સીસ્ટર કુક્સ).

શિક્ષક જાયછે The teacher goes (ધી ટીચર ગોઝ).

તે છોકરો પાણી પીએછે The boy drinks water (ધી બોય ડ્રીંક્સ વોટર).

તે બેસે છે. He sits (હી સીટ્સ).

અમે તમને જવાની રજા આપીએ છીએ We permit you to go (વી પરમીટ યુ ટુ ગો).

## પાઠ ૨૨.

Chair (ચેર) ખુરશી. Bench (બેંચ) બાંક.

Stand (સ્ટેન્ડ) ઉભા થવું. Pray (પ્રે) પ્રાર્થના કરવી.

Dog (ડોગ) કુતરો. Cat (કેટ) બીલાડી.

Bite (બાઇટ) કરડવું. Fly (ફ્લાઇ) ઉડવું.

Beat (બીટ) મારવું. Rush (રશ) ધસવું.

Sit on the chair (સીટ ઓન ધી ચેર) ખુરસી ઉપર બેસો.

Stand on the bench (સ્ટેન્ડ ઓન ધી બેંચ) બાંક ઉપર ઉભા થાઓ.

Pray to God (પ્રે ટુ ગોડ) ઇશ્વરની પ્રાર્થના કરો.

Birds fly (બર્ડસ ફ્લાઇ) પક્ષીઓ ઉડે છે.
The dog bites (ધી ડોગ બાઇટસ) કુતરો કરડે છે.
He rushes out (હી રશીઝ આઉટ) તે બહાર ધસેછે.
He permits me to go (હી પરમીટસ મી ટુ ગો) તે મને જવાની રજા આપે છે.
The dog bites me (ધી ડોગ બાઇટસ મી) કુતરો મને કરડે છે.
We pray to God (ઉવી પ્રે ટુ ગોડ) અમે ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ.
I permit you to go (આઇ પરમીટ યુ ટુ ગો) હું તમને જવાની રજા આપું છું.
Thou permittest me to go (ધાઉ પરમીટેસ્ટ મી ટુ ગો) તું મને જવાની રજા આપે છે.

## પાઠ ૨૩.

Book (બુક) ચોપડી. Grass (ગ્રાસ) ઘાસ.
Dry (ડ્રાઇ) સુકું. Hay (હે) સુકું ઘાસ.
Few (ફ્યુ) થોડું. Fall (ફોલ) પડવું.
Fell (ફેલ) પડયું. Graze (ગ્રેઝ) ચરવું.
Tall (ટોલ) ઉંચું. High (હાઇ) ઉંચું.
Lame (લેમ) લુલો. Old man (ઓલ્ડ મેન) ડોસો.
He is good (હી ઇઝ ગુડ) તે ભલો છે.
Who art thou? (હુ આર્ટ ધાઉ) તું કોણ છે?
This is grass (ધીસ ઇઝ ગ્રાસ) આ ઘાસ છે.
They are few (ધે આર ફ્યુ) તેઓ થોડા છે.
The grass is dry (ધી ગ્રાસ ઇઝ ડ્રાઇ) આ ઘાસ સુકું છે.

Where is your cow? (હ્વેર ઇઝ યોર કાઉ) તમારી ગાય ક્યાં છે?

Here is my cow (હીઅર ઇઝ માઇ કાઉ) મારી ગાય અહીં છે.

The glass fell (ધી ગ્લાસ ફેલ) તે કાચ પડયો.

This book is mine (ધીસ બુક ઇઝ માઇન) આ ચોપડી મારી છે.

That is yours (ધેટ ઇઝ યોર્સ) પેલી તમારી છે.

I read a book every day (આઇ રીડ આ બુક એવરી ડે) હું દરરોજ એક ચોપડી વાંચું છું.

Do you learn English? (ડુ યુ લર્ન ઇંગ્લીશ) તમે અંગ્રેજી શીખો છો?

He does well (હી ડઝ હ્વેલ) તે સારૂં કરે છે.

This house is high (ધીસ હાઉસ ઇઝ હાઇ) આ ઘર ઉંચું છે.

---

## પાઠ ૨૪.

Red (રેડ) રાતું. Black (બ્લેક) કાળું.

Pretty (પ્રેટી) સુંદર. Know (નો) ઓળખવું.

Pen-knife (પેન-નાઇફ) ચપ્પુ. Knife (નાઇફ) છરી.

Warm (હ્વોર્મ) ગરમ. Happy (હેપી) સુખી.

Garden (ગાર્ડન) વાડી. Gardener (ગાર્ડનર) માલી.

Make (મેક) બનાવવું. Milk (મીલ્ક) દૂધ.

I am his sister (આઇ એમ હીઝ સીસ્ટર) હું તેની બહેન છું.

This boy reads my book (ધીસ બોય રીડસ માઇ બુક) આ છોકરો મારી ચોપડી વાંચે છે.

I learn my lesson (આઇ લર્ન માઇ લેસન) હું મારો પાઠ શીખું છું.

Who is he ? (હુ ઇઝ હી) તે કોણ છે?

He is Purshotam (હી ઇઝ પરશોત્તમ) તે પરશોત્તમછે.

This is my knife (ધીસ ઇઝ માઇ નાઇફ) આ મારી છરી છે.

This knife is mine (ધીસ નાઇફ ઇઝ માઇન) આ છરી મારી છે.

This gardener makes good garden (ધીસ ગાર્ડનર મેકસ ગુડ ગાર્ડન) આ માલી સારી વાડી બનાવે છે.

This is red (ધીસ ઇઝ રેડ) આ રાતું છે.

There is a red horse (ધેર ઇઝ આ રેડ હોર્સ) ત્યાં એક રાતો ઘોડો છે.

My uncle is rich (માઇ અંકલ ઇઝ રીચ) મારો કાકો પૈસાદાર છે.

This water is cold (ધીસ વોટર ઇઝ કોલ્ડ) આ પાણી થંડું છે.

This is cold water (ધીસ ઇઝ કોલ્ડ વોટર) આ થંડું પાણી છે.

Hate no man (હેટ નો મેન) કોઇ પણ માણસને ધિક્કારશો નહિ.

My horse is young (માઇ હોર્સ ઇઝ યંગ) મારો ઘોડો જુવાન છે.

Mend a pen with my pen-knife (મેંડ આ પેન વીથ માઇ પેન-નાઇફ) મારી ચપ્પુથી એક કલમ ઘડો.

They are poor (ધે આર પુઅર) તેઓ ગરીબ છે.

They are pretty (ધે આર પ્રેટી) તેઓ સુંદર છે.
My son goes to school (માઇ સન ગોઝ ટુ સ્કુલ) મારો દીકરો નિશાળે જાય છે.
The old man is lame (ધી ઓલ્ડ મેન ઇઝ લેમ) તે ડોસો લુલો છે.

## પાઠ ૨૫.

Day (ડે) દિવસ, દહાડો. Night (નાઇટ) રાત.
Story (સ્ટોરી) વાર્તા. Tell (ટેલ) કહેવું.
Lock (લોક) તાળું. Key (કી) કુંચી.
Animal (એનીમલ) જનાવર. Mango (મેંગો) કેરી.
Inch (ઇંચ) તસુ. ઇંચ. Potato (પોટેટો) બટાટા.
Three days (થ્રી ડેઝ) ત્રણ દિવસ.
Five inches (ફાઇવ ઇંચીસ) પાંચ તસુ.
Eight potatoes (એઇટ પોટેટોઝ) આઠ બટાટા.
These are good mangoes (ધીઝ આર ગુડ મેંગોઝ) આ સારી કેરીઓ છે.
I see two horses and six cows (આઇ સી ટુ હોર્સીઝ એંડ સીક્સ કાઉઝ) હું બે ઘોડા અને છ ગાયો જોઉંછું.
Open the lock with the key (ઓપન ધી લોક ઉવીથ ધી કી) કુંચીથી તાળું ઉઘાડો.
This is a good story (ધીસ ઇઝ આ ગુડ સ્ટોરી) આ સારી વાર્તા છે.
He tells a story (હી ટેલ્સ આ સ્ટોરી) તે વાર્તા કહી સંભળાવે છે.

He eats seven potatoes (હી ઇટસ સેવન પોટેટોઝ) તે સાત બટાટા ખાય છે.

## પાઠ ૨૬.

Old (ઓલ્ડ) જુનું. Old (ઓલ્ડ) મોટું.
Older (ઓલ્ડર) વધારે જુનું. Elder (એલ્ડર) વધારે મોટું.
Oldest (ઓલ્ડેસ્ટ) સૌથી જુનું. Eldest (એલ્ડેસ્ટ સૌથી મોટું.
Young (યંગ) જુવાન (નાનું).
Younger (યંગર) વધારે જુવાન. (તેથી નાનું)
Youngest (યંગેસ્ટ) સૌથી જુવાન. (સૌથી નાનું)
Who is he ? (હુ ઇઝ હી) તે કોણ છે ?
He is my younger brother (હી ઇઝ માઇ યંગર બ્રધર) તે મારો નાનો ભાઇ છે.
And this is the youngest (એંડ ધીસ ઇઝ ધી યંગેસ્ટ) અને આ સૌથી નાનો છે.
He is my elder brother (હી ઇઝ માઇ એલ્ડર બ્રધર) તે મારો મોટો ભાઇ છે.
He is my eldest brother (હી ઇઝ માઇ એલ્ડેસ્ટ બ્રધર) તે મારો સૌથી મોટો ભાઇ છે.
This boy is younger than this boy (ધીસ બોય ઇઝ યંગર ધેન ધીસ બોય) આ છોકરા કરતાં આ છોકરો નાનો છે.
I am younger than you (આઇ એમ યંગર ધેન યુ) હું તમારા કરતાં નાનો છું.
You are elder than me (યુ આર એલ્ડર ધેન મી) તમે મારા કરતાં મોટા છો.

# પાઠ ૨૭.

Daily (ડેલી) દરરોજ. Needle (નીડલ) સોય.
Ink-stand (ઇંક-સ્ટેન્ડ) ખડીઓ. Carpenter (કાર્પેન્ટર) સુતાર.
Tool (ટુલ) હથિયાર. Wicked (ઉવીકેડ) નઠારૂં.
Sick (સીક) આજારી. Toy (ટોય) રમકડું.
I am sick (આઇ એમ સીક) હું આજારી છુ
He prays to God daily (હી પ્રેઝ ટુ ગોડ ડેલી) તે રોજ ઇશ્વરની પ્રાર્થના કરે છે.
I have two books (આઇ હેવ ટુ બુકસ) મારી પાસે બે ચોપડીઓ છે.
The boy has three pens (ધી બોય હેઝ થ્રી પેન્સ) છોકરા પાસે ત્રણ કલમ છે.
My father has many horses (માઇ ફાધર હેઝ મેની હોર્સીસ) મારા બાપા પાસે ઘણા ઘોડા છે.
The man has three sons (ધી મેન હેઝ થ્રી સન્સ) તે માણસને ત્રણ દીકરા છે.
You have my needle (યુ હેવ માઇ નીડલ) તમારી પાસે મારી સોય છે.
We have your books (ઉવી હેવ યોર બુકસ) અમારી પાસે તમારી ચોપડીઓ છે.
Manubhai has my pencil (મનુભાઇ હેઝ માઇ પેનસીલ) મનુભાઇ પાસે મારી સીસાપેન છે.
My younger brother has many toys (માઇ યંગર બ્રધર હેઝ મેની ટોયઝ) મારા નાના ભાઇ પાસે ઘણા રમકડા છે.
The carpenter has many tools (ધી કાર્પેન્ટર હેઝ મેની ટુલ્સ) સુતાર પાસે ઘણા હથિયાર હોય છે.

The teacher has many books (ધી ટીચર હેઝ મેની બુક્સ) શિક્ષક પાસે ઘણી ચોપડીઓ છે.
Wicked man (ઉવીકેડ મેન) નઠારો પુરુષ.

---

## પાઠ ૨૮.

Tall (ટોલ) ઉંચું. Long (લોંગ) લાંબું.
Blind (બ્લાઇંડ) આંધળું. Farmer (ફારમર) ખેડુત.
Table (ટેબલ) મેજ. Camel (કેમલ) ઉંટ.
Ride (રાઇડ) સ્વારી કરવી. Milk (મીલ્ક) દૂધ.
Box (બોકસ) પેટી. Useful (યુઝફુલ) ઉપયોગી.
One man (વન મેન) એક પુરુષ.
Two women (ટુ ઉવીમેન) બે સ્ત્રીઓ.
I am five feet tall (આઇ એમ ફાઇવ ફીટ ટોલ) હું પાંચ ફુટ ઉંચો છું.
This is two feet long (ધીસ ઇઝ ટુ ફીટ લોંગ) આ બે ફુટ લાંબું છે.
I see many men (આઇ સી મેની મેન) હું ઘણા પુરુષ જોઉં છું.
The farmer is in his farm (ધી ફારમર ઇઝ ઇન હીઝ ફાર્મ) ખેડુત પોતાના વાડામાં છે.
One horse has four feet (વન હોર્સ હેઝ ફોર ફીટ) એક ઘોડાને ચાર પગ હોય છે.
Two horses have eight feet (ટુ હોર્સીસ હેવ એઇટ ફીટ) બે ઘોડાને આઠ પગ હોય છે.
This poor old man has no teeth (ધીસ પુઅર ઓલ્ડ મેન હેઝ નો ટીથ) આ બાપડા ડોસાને દાંત નથી,

There are four chairs in this room (ધેર આર ફોર ચેર્સ ઇન ધીસ રૂમ) આ ઓરડીમાં ચાર ખુરસીઓ છે.

We are seven (ઉવી આર સેવન) અમે સાત છીએ.

How many are there? (હાઉ મેની આર ધેર) ત્યાં કેટલા છે?

There are five (ધેર આર ફાઇવ) ત્યાં પાંચ છે.

There are six men in my garden (ધેર આર સીક્સ મેન ઇન માઇ ગાર્ડન) મારી વાડીમાં છ માણસ છે.

I have two good horses (આઇ હેવ ટુ ગુડ હાર્સીસ) મારી પાસે બે સારા ઘોડા છે.

This is my camel (ધીસ ઇઝ માઇ કેમલ) આ મારૂં ઉંટ છે.

He has two camels and many dogs (હી હેઝ ટુ કેમલ્સ એંડ મેની ડોગ્સ) તેની પાસે બે ઉંટ અને ધણા કુતરા છે.

# પાઠ ૨૯.

## કેટલાક એક વચનના જુદી રીતે બહુ વચન થાય છે તેના રૂપો.

બાળક Child (ચાઇલ્ડ). બાળકો Children (ચીલ્ડ્રન).

ઉંદર Mouse (માઉસ). ઉંદરો Mice (માઇસ).

પગ Foot (ફુટ). પગો Feet (ફીટ).

હંસ Goose (ગુઝ). હંસો Geese (ગીઝ).

દાંત Tooth (ટુથ). દાંતો Teeth (ટીથ).

પુરુષ Man (મેન) પુરુષો Men (મેન).

સ્ત્રી Woman (ઉવુમન). સ્ત્રીઓ Women (ઉવીમેન).

બલદ Ox (ઓક્સ). બલદો Oxen * (ઓક્સન).
જુ Louse (લાઉઝ). જુઓ Lice (લાઇસ).
He has four children (હી હેઝ ફોર ચીલ્ડ્રન) તેને ચાર બાળક છે.
This girl beats the goose (ધીસ ગર્લ બીટસ ધી ગુઝ) આ છોકરી હંસને મારે છે.
These boys beat the geese (ધીઝ બોયસ બીટ ધી ગીઝ) આ છોકરાઓ હંસોને મારે છે.
I see two mice there (આઈ સી ટુ માઇસ ધેર) હું ત્યાં બે ઉંદરો જોઉંછું.
There are many lice in his head (ધેર આર મેની લાઇસ ઇન હીઝ હેડ) તેના માથામાં ઘણી જુઓ છે.
This woman has three children (ધીસ ઉવુમન હેઝ થ્રી ચીલ્ડ્રન) આ સ્ત્રીને ત્રણ બાળક છે.

## પાઠ ૩૦.

લાકડીનું Wooden (ઉવુડન). ગધેડું Ass (આસ).
વાઘ Tiger (ટાઇગર). હરાવવું To defeat (ટુ ડીફીટ).
જંગલી Wild (વાઇલ્ડ). ભેંસ Buffalo (બફેલો).
These are wooden boxes (ધીઝ આર ઉવુડન બોક્સીસ) આ લાકડાની પેટીઓ છે.
My Sister has three buffaloes (માઇ સીસ્ટર હેઝ થ્રી બફેલોઝ) મારી બહેન પાસે ત્રણ ભેંસો છે.
Four wild buffaloes defeat one tiger (ફોર

* Oxes (ઓક્સીઝ) પણ થાય છે.

વાઇલ્ડ બફેલોઝ ડીફીટ વન ટાઇગર) ચાર જંગલી ભેંસો એક વાઘને હરાવે છે.

You have three caps and two turbans (યુ હેવ થ્રી કેપ્સ એંડ ટુ ટરબન્સ) તમારી પાસે ત્રણ ટોપી અને બે પાઘડી છે.

I have one cap (આઇ હેવ વન કેપ) મારી પાસે એક ટોપી છે.

He has many cows and buffaloes (હી હેઝ મેની કાઉઝ એંડ બફેલોઝ) તેની પાસે ઘણી ગાયો અને ભેંસો છે.

They give milk (ધે ગીવ મીલ્ક) તેઓ દૂધ દે છે.

There are ten men in the room (ધેર આર ટેન મેન ઇન ધી રૂમ) તે ઓરડામાં દશ માણસો છે.

---

## પાઠ ૩૧.

હાથી Elephant (એલીફન્ટ). મુકવું To lay (ટુ લે).
દોડવું To run (ટુ રન). દોડતો Running (રનીંગ).
તુટેલું Broken (બ્રોકન). પ્યાલું Cup (કપ).
ખેતર Field (ફીલ્ડ). ફળ Fruit (ફ્રુટ).
કાળું Black (બ્લેક). ધોળું White (વ્હાઇટ).
સુંદર Beautiful (બ્યુટીફુલ). ગુલાબ Rose (રોઝ).
કેવું What (વ્હોટ). ખાટલો Bed stead (બેડ સ્ટેડ).
આ બળદ છે This is an ox (ધીઝ ઇઝ એન ઓક્સ).
હું હાથી જોઉં છું I see an elephant (આ સી એન એલીફન્ટ).
તું ચોપડી વાંચે છે Thou readest a book (ધાઉ રીડેસ્ટ આ બુક).

તે આળસુ છોકરો છે. He is an idle boy (હી ઇઝ એન આઇડલ બોય).

અરબસ્તાનથી મુંબઇ ઘોડા આવે છે Horses come to Bombay from Arabia (હોર્સીસ કૃમ ટુ બોંબે ફ્રોમ અરેબીઆ).

મહેતાજીને સારૂં નથી The teacher is not well (ધી ટીચર ઇઝ નોટ ઉવેલ).

હું મેજ ઉપર ચોપડી જોઉંછું I see a book on the table (આઇ સી આ બુક ઓન ધી ટેબલ).

ઘોડા ઘાસ ખાય છે Horses eat grass (હોર્સીસ ઇટ ગ્રાસ).

રસ્તામાં ઘોડો દોડતો હું જોઉંછું I see a horse running in the road (આઇ સી આ હોર્સ રનીંગ ઇન ધી રોડ).

આ ભાંગેલી સીસી છે This is a broken bottle (ધીસ ઇઝ આ બ્રોકન બોટલ).

તેની પાસે ખરાબ કલમ છે He has a bad pen (હી હેઝ આ બેડ પેન).

તેની પાસે કાલી બીલાડી છે He has a black cat (હી હેઝ આ બ્લેક કેટ).

સફેદ કુતરો A white dog (આ ઉવાઇટ ડોગ).

તે ફળ ખાયછે He eats a fruit (હી ઇટસ આ ફ્રુટ).

આ સુંદર ગુલાબ છે This is a beautiful rose (ધીસ ઇઝ આ બ્યુટીફુલ રોઝ).

તમે ખાટલા ઉપર સુવો છો You sleep on a bedstead (યુ સ્લીપ ઓન આ બેડ સ્ટેડ).

આ જુની પાઘડી છે This is an old turban (ધીસ ઇઝ એન ઓલ્ડ ટરબન).

## પાઠ ૩૨.

પાંજરૂં Cage (કેજ). ઝાડ Tree (ટ્રી).
માગવું To want, ask for ( ટુ વોન્ટ, આસ્ક ફોર).
પાંજરામાં પક્ષી છે A bird is in a cage (આ બર્ડ ઇઝ ઇન આ કેજ). બીજી રીતે.
There is a bird in the cage (ધેર ઇઝ આ બર્ડ ઇન ધી કેજ).
હું ઝાડ પાસે બકરો જોઉંછું I see a goat near a tree (આઇ સી આ ગોટ નીઅર આ ટ્રી).
બીજી રીતે મુકરર બતાવેછે. I see the goat near the tree (આઇ સી ધી ગોટ નીઅર ધી ટ્રી) હું (ચોક્સ) ઝાડ પાસે (ચોક્સ) બકરો જોઉછું.
ઝાડ ઉપર મેં ફળ જોયું I saw a fruit on the tree (આઈ સો આ ફ્રુટ ઓન ધી ટ્રી).
તમારી પાસે એક કુતરો છે You have a dog (યુ હેવ આ ડોગ).
આ છોકરો મારા પગમાં મારે છે This boy beats in my leg (ધીસ બોય બીટસ ઇન માઇ લેગ).



## પાઠ ૩૩.

Play (પ્લે) રમવું. Playing (પ્લેઇંગ) રમતાં.
Walk (ઉવોક) ચાલવું. Walking (ઉવોકીંગ) ચાલતાં.
Talk (ટોક) વાતકરવી. Talking (ટોકીંગ) વાતકરતાં.
ઉપર મુજબ ing (ઇંગ) લગાડતાં થાય છે.
Sing (સીંગ) ગાવું. Song (સોંગ) ગીત.
Village (વીલેજ) ગામ. All (ઓલ) આખું, બધું.

Bark (બાર્ક) ભસવું. Stranger (સ્ટ્રેનજર) પારકો, અજાણ્યો.

These children are playing (ધીઝ ચીલ્ડ્રન આર પ્લેઇંગ) આ છોકરાંઓ રમે છે.

You are talking (યુ આર ટોકીંગ) તમે વાત કરોછો.

I am reading a book (આઇ એમ રીડીંગ અ બુક) હું ચોપડી વાંચું છું.

Manubhai is reading (મનુભાઇ ઇઝ રીડીંગ) મનુભાઇ વાંચે છે.

Madhav is singing (માધવ ઇઝ સીંગીંગ) માધવ ગાય છે.

Dogs bark at a strager (ડોગસ બાર્ક એટ અ સ્ટ્રેનજર) કુતરાં અજાણ્યાને ભસે છે.

Dogs are barking in the village (ડોગ્સ આર બાર્કીંગ ઇન ધી વીલેજ) ગામમાં કુતરાઓ ભસે છે.

## પાઠ ૩૪.

Promise (પ્રોમીસ) વચન આપવું. Promised (પ્રોમીસ્ડ) વચન આપ્યું.

Kill (કીલ) મારવું. Killed (કીલ્ડ) માર્યું.

Corn (કોર્ન) અનાજ. Lion (લાયન) સિંહ.

Traveller (ટ્રેવેલર) મુસાફર. Now (નાઉ) હમણા.

She promised (શી પ્રોમીસ્ડ) તેણે વચન આપ્યું.

He is speaking now (હી ઇઝ સ્પીકીંગ નાઉ) તે હમણા બોલે છે.

The man killed a tiger yesterday (ધી મેન

ફ્રોઈડ ઓન ટાઇગર યસ્ટરડે) કાલે તે માણસે એક વાઘ માર્યો.

You spoke in English (યુ સ્પોક ઇન ઇંગ્લીશ) તમે અંગ્રેજીમાં બોલ્યા.

I eat corn (આઇ ઇટ કોર્ન) હું અનાજ ખાઉં છું.

Three travellers (થ્રી ટ્રેવેલર્સ) ત્રણ મુસાફરો.

Many men (મેની મેન) ઘણા માણસો.

You have five horses and three cows (યુ હેવ ફાઇવ હોર્સીસ એંડ થ્રી કાઉઝ) તમારી પાસે પાંચ ઘોડા અને ત્રણ ગાય છે.

---

## પાઠ ૩૫.

મારી સાથે With me (ઉવીથ મી). ગુસ્સે Angry (એંગ્રી).

પણ But (બટ). ચાકર Servant (સરવન્ટ).

હવા Weather (ઉવેધર). પ્રખ્યાત Famous (ફેમસ).

આપવું Will (ઉવીલ). મરજી Will (ઉવીલ).

તે મારી સાથે ગુસ્સે હતો He was angry with me (હી ઉવોઝ એંગ્રી ઉવીથ મી).

મોતીરામ વાડીમાં હતો અને રૂપસિંહ ઘરમાં હતો Motiram was in the garden and Rupsinh at home (મોતીરામ ઉવોઝ ઇન ધી ગાર્ડન એંડ રૂપસિંહ એટ હોમ).

કાલે તમારી પાસે એક છરી હતી Yesterday you have a knife (યસ્ટરડે યુ હેવ આ નાઇફ).

પણ આજ મારી પાસે નથી But I have not to-day (બટ આઈ હેવ નોટ ટુ ડે).

તેની પાસે ખાલી ટોપલી હતી He has an empty basket (હી હેઝ એન એમ્ટી બાસ્કેટ).

મારા બાપ પાસે એક મોટું ઘર અને સુંદર વાડી છે My father has a large house and a beautiful garden (માઇ ફાધર હેઝ આ લાર્જ હાઉસ એંડ આ બ્યુટીફુલ ગાર્ડન).

હું ઘેર હતો I was at home (આઇ ઉવોઝ એટ હોમ).

હું આજારી હતો I was sick (આઇ ઉવોઝ સીક).

હું તમારી સાથે આવીશ I will come with you (આઇ ઉવીલ કમ ઉવીથ યુ).

મુસાફર પાસે ઘણાં બકરાં હતાં The traveller had many goats (ધી ટ્રેવેલર હેઝ મેની ગોટસ).

~~~~~~~~~~~~~~~

## પાઠ ૩૬.

Money (મની) પૈસા. Prudent (પ્રુડંટ) ડાહ્યું.
Painter (પેન્ટર) ચીતારો. Slate (સ્લેટ) પથ્થરપાટી.
Only (ઓન્લી) માત્ર. Relative (રીલેટીવ) સગો.
Pale (પેલ) ફીકકો. Sweet (સ્વીટ) મીઠું.

The boy has a pale face (ધી બોય હેઝ આ પેલ ફેસ) તે છોકરાનો ચહેરો ફીકકો છે.

I had only one servant with me (આઇ હેડ ઓન્લી વન સરવંટ ઉવીથ મી) મારી સાથે માત્ર એક નોકર હતો.

Yesterday I had no book but a slate (યસ્ટરડે આઇ હેડ નો બુક બટ આ સ્લેટ) ગઇ કાલે
~~~~~~~~~~~~~~~

મારી પાસે ચોપડી ન હતી, પણ પથ્થર પાટી (સ્લે-ટ) હતી.

The poor blind man has no relatives (ધી પુઅર બ્લાઇંડ મેન હેઝ નો રીલેટીવઝ) તે બાપડા આંધળાને સગા નથી.

We had good weather at Girnar (ઉવી હેડ ગુડ ઉવેધર એટ ગીરનાર) ગીરનાર ઉપર અમને સા-રી હવા મળી.

He was a famous painter (હી ઉવોઝ આ ફેમ-સ પેન્ટર) તે પ્રખ્યાત ચીતારો હતો.

---

# પાઠ ૩૭.

Post-men (પોસ્ટ-મેન) ટપાલનો પટાવાળો.

Peon (પીઓન) સીપાઇ.

At this time (એટ ધીસ ટાઇમ) આ વખતે.

Heat (હીટ) તાપ

I was walking in the garden when you called me (આઇ ઉવોઝ ઉવોકીંગ ઇન ધી ગાર્ડન ઉવેન યુ કોલ્ડ મી) જ્યારે તમે મને બોલાવ્યો ત્યારે હું વાડીમાં ફરતો હતો.

When I came yesterday you were writing (ઉવેન આઇ કેમ યસ્ટરડે યુ ઉવર રાઇટીંગ) કાલે હું આવ્યો ત્યારે તમે લખતા હતા.

When the post-man came I was going out (ઉવેન ધી પોસ્ટ-મેન કેમ આઇ ઉવોઝ ગોઇંગ આઉટ) જ્યારે ટપાલનો પટાવાળો આવ્યો ત્યારે હું બહાર જતો હતો.

It is raining now (ઇટ ઇઝ રેનીંગ નાઉ) હમણા વરસાદ વરસે છે.

When the peon came I was at home (વ્હેન ધી પીઓન કેમ આઇ વોઝ એટ હોમ) જયારે સીપાઈ આવ્યો ત્યારે હું ઘેર હતો.

He is sleeping (હી ઇઝ સ્લીપીંગ) તે ઉંઘે છે.

Look here, the teacher is going to school (લુક હીઅર, ધી ટીચર ઇઝ ગોઇંગ ટુ સ્કુલ) આ, શિક્ષક નિશાળે જાય છે, (આ ઠેકાણે "આ" નો અંગ્રેજીમાં અર્થ (લુક હીઅર) એમ કરેલ છે.

---

## પાઠ ૩૮.

Lock (લોક) તાળુ દેવું. To be wonded (ટુ બી વુન્ડેડ) ઘાયલ થવું.

To be praised (ટુ બી પ્રેઝડ) વખણાવું.

Also (ઓલ્સો) પણ, વલી.

In the morning (ઇન ધી મોરનીંગ) સવારના.

In the after noon (ઇન ધી આફ્ટર નુન) બપોરના.

In the evening (ઇન ધી ઇવીનીંગ) સાંજના.

Tailor (ટેલર) દરજી. Sew (સો) સીવવું.

This woman sews (ધીસ વુમન સોઝ) આ બાયડી સીવે છે.

The tailor was sewing when I went home (ધી ટેલર વોઝ સોઇંગ વ્હેન આઇ વેન્ટ હોમ) જયારે હું ઘેર ગયો ત્યારે દરજી સીવતો હતો.

The box is locked (ધી બોક્સ ઇઝ લોકડ) પેટીને તાળું દીધેલું છે.

He is locking the box (હી ઇઝ લોકીંગ ધી બો-
કસ) તે પેટીને તાળું દે છે.
I am wounded (આઇ એમ ઉવુન્ડેડ) હું ઘાયલ
થયો છું
Thou art wounded (ધાઉ આર્ટ ઉવુન્ડેડ) તું ઘાયલ
થયો છે.
He is wounded (હી ઇઝ ઉવુન્ડેડ) તે ઘાયલ થયોછે.
I went in the morning to his house (આઇ
ઉવેન્ટ ઈન ધી મોરનીંગ ટુ હીઝ હાઉસ) સવારના હું
તેને ઘેર ગયો.
He came to my house in the evening (હી
કેમ ટુ માઇ હાઉસ ઇન ધી ઇવીનીંગ) તે સાંજના
મારે ઘેર આવ્યો.
I took the book from him (આઇ ટુક ધી બુક
ફ્રોમ હીમ) મેં તેની પાસેથી ચોપડી લીધી.

---

# પાઠ ૩૯.

Fear (ફીઅર) બીહવું. Ride (રાઇડ) સ્વારી કરવી.
Despise (ડીસપાઇઝ) ધિક્કારવું. Work (ઉવર્ક) કા-
મ કરવું.
Run (રન) દોડવું. Working (ઉવર્કીંગ) કામ કરતાં.
He fears (હી ફીઅર્સ) તે બીહે છે.
You run (યુ રન) તમે દોડો છો.
He works daily (હી વર્કસ ડેલી) તે રોજ કામ
કરે છે.
I despise you (આઇ ડીસપાઇઝ યુ) હું તમને ધિ-
ક્કારું છું.

He rides one a horse (હી રાઇડસ ઓન આ હોર્સ) તે ઘોડા ઉપર સ્વારી કરે છે.

You are working daily (યુ આર વર્કીંગ ડેલી) તમે રોજ કામ કરો છો.

I see (આઇ સી) હું જોવું છું.

Thou seest (ધાઉ સીએસ્ટ) તું જુએ છે.

He sees (હી સીઝ) તે જુએ છે.

We learn English (ઉવી લર્ન ઇંગ્લીશ) અમે અંગ્રેજી શીખીએ છીએ.

You learn English (યુ લર્ન ઇંગ્લીશ) તમે અંગ્રેજી શીખો છો.

They learn English (ધે લર્ન ઇંગ્લીશ) તેઓ અંગ્રેજી શીખે છે.

This girl sews (ધીસ ગર્લ સોઝ) આ છોકરી સીવે છે.

These girls are sewing (ધીસ ગર્લસ આર સોઇંગ) આ છોકરીઓ સીવે છે.

I write in English (આઇ રાઇટ ઇન ઇંગ્લીશ) હું અંગ્રેજી લખું છું.

---

## પાઠ ૪૦.

Preserve (પ્રીઝર્વ) સંભાલવું. Sin (સીન) પાપ.
Sea (સી) દરીઓ. Rob (રોબ) લુટવું.
Be (બી) થવું, હોવું. Been (બીન) થતાં, હોતાં.
Have you seen the sea (હેવ યુ સીન ધી સી)? તમે દરીઓ જોયો છે?

Yes, I have seen many times (યસ, આઇ હેવ સીન મેની ટાઇમ્સ) હા, મેં ઘણી વખત જોયા છે.

God preserves all (ગોડ પ્રીઝર્વસ ઓલ) ઇશ્વર બધું સંભાળે છે.

I had been at the school yesterday (આઇ હેડ બીન એટ ધી સ્કુલ યસ્ટરડે) ગઇ કાલે હું તો નિશાળમાં ગયો હતો.

Be (બી) શબ્દ વપરાતાં તે રૂપ બદલાઇ જાય છે. એક વચનમાં is (ઇઝ) અને બહુ વચનમાં are (આર) થાય છે. was (ઉવોઝ) એક વચન છે, તેનું બહુ વચન were (ઉવર) થાય છે.

## પાઠ ૪૧.

Take (ટેક) લેવું. Took (ટુક) લીધું. Taken (ટેકન) લીધેલું.

Forsake (ફરસેક) તજવું. Forsook (ફરસુક) તજયું, તજેલું. Forsaken (ફરસેકન) તજી દીધેલું.

Wear (ઉવેર) પંહેરવું. Wore (ઉવોર) પહેરેલું.

Mistake (મીસ્ટેક) ભુલ કરવી. Mistook (મીસ્ટુક) ભુલ કીધેલું.

Mistaken (મીસ્ટેકન) ભુલાયલું.

I mistook you for Rupsinh (આઇ મીસ્ટુક યુ ફોર રૂપસિંહ) મેં તમને ભુલથી રૂપસિંહ ધાર્યો.

He mistook me for my brother (હી મીસ્ટુક મી ફોર માઇ બ્રધર) તેણે મને ભુલથી મારો ભાઇ જાણ્યો.

You took the key from him (યુ ટુક ધી કી ફ્રોમ હીમ) તમે તેની પાસેથી કુંચી લીધી.

I have taken the book from you (આઇ હેવ ટેકન ધી બુક ફ્રોમ યુ) મેં તમારી પાસેથી ચોપડી લીધી છે

He has forsaken it (હી હેઝ ફરસેકન ઇટ) તેણે તે તજ્યું છે.



## પાઠ ૪૨.

Take a walk (ટેક આ વોક) ફરવા જવું.

Steal (સ્ટીલ) ચોરવું.

Baby (બેબી) બાલક. Infant (ઇન્ફંટ) બાલક.

Command (કમાન્ડ) હુકમ. Begin (બીગીન) શરૂ કરવું.

He begins to write (હી બીગીન્સ ટુ રાઇટ) તે લખવા માંડે છે.

My brother is learning to read (માઇ બ્રધર ઇઝ લર્નીંગ ટુ રીડ) મારો ભાઇ વાંચતાં શીખે છે.

You went to school to see him (યુ વેન્ટ ટુ સ્કુલ ટુ સી હીમ) તમે તેને મલવા નિશાળે ગયા હતા.

Will you come to take a walk with me? (વીલ યુ કમ ટુ ટેક આ વોક વીથ મી) તમે મારી સાથે ફરવા આવશો?

No, I will not (નો, આઇ વીલ નોટ) ના, હું નહિ આવું.

The baby is crying (ધી બેબી ઇઝ ક્રાઇંગ) તે બાલક રડે છે.

Begin the lesson from to-morrow (બીગીન ધી લેસન ફ્રોમ ટુ-મોરો) આવતી કાલથી પાઠ શરૂ કરજો.

I made this pen with my pen-knife (આઇ મેડ ધીસ પેન ઉવીથ માઇ પેન-નાઇફ) મારી ચપ્પુથી મેં આ કલમ ઘડી છે.

I live in a bungalow (આઈ લીવ ઇન આ બંગલો) હું બંગલામાં રહું છું.

I went into the bungalow (આઇ ઉવેંટ ઇન્ટુ ધી બંગલો) હું બંગલામાં ગયો.

I gave a rupee to Manubhai and Manubhai gave me sixteen annas (આઇ ગેવ મનુભાઇ આ રૂપી એંડ મનુભાઇ ગેવ મી સીક્સટીન આનાઝ) મેં મનુભાઇને રૂપીઓ આપ્યો અને મનુભાઇએ મને સોળ આના આપ્યા.

---

## પાઠ ४૩.

Smoke (સ્મોક) ધુમાડો. Lime (લાઇમ) ચુનો.
Kiln (કીલ) ભઠ્ઠી. Thief (થીફ) ચોર.
Steal (સ્ટીલ) ચોરવું. Robber (રોબર) લુટારો.
Rob (રોબ) લુટવું. Jewelry (જુવેલરી) ઘરેણું ઝવેરાત.

There is a kiln of lime at Dadar (ધેર ઇઝ આ કીલ ઓફ લાઇમ એટ દાદર) દાદર આગલ ચુનાની ભઠ્ઠી છે.

A thief steals jewelry (આ થીફ સ્ટીલ્સ જુવેલરી) ચોર ઝવેરાત ચોરે છે.

A thief steals and a robber robs (આ થીફ સ્ટીલ્સ એંડ આ રોબર રોબ્સ) ચોર ચોરે છે અને લુટારો લુટે છે.

A beautiful flower (આ બ્યુટીફુલ ફલાવર) એક સુંદર ફુલ.

Where is the fruit? (વ્હેર ઇઝ ધી ફ્રુટ) ફલ ક્યાંછે?

The fruit is in the room (ધી ફ્રુટ ઇઝ ઇન ધી રૂમ) ફલ કોટડીમાં છે.

His face is black (હીઝ ફેસ ઇઝ બ્લેક) તેનો ચેહેરો કાળો છે.

Have you a turban? (હેવ યુ આ ટરબન) તમારી પાસે પાઘડી છે?

No, I have not (નો, આઇ હેવ નોટ) ના, મારી પાસે નથી.

I saw a turban in the room (આઇ સો આ ટરબન ઇન ધી રૂમ) મેં ઓરડીમાં પાઘડી દીઠી.

Go in the room and bring it (ગો ઇન ધી રૂમ એંડ બ્રીંગ ઇટ) ઓરડીમાં જઇને તે લઇ આવ.

Bring a bottle here (બ્રીંગ આ બોટલ હીઅર) અહીં એક સીસી લાવો.

The bottle is brokeen (ધી બોટલ ઇઝ બ્રોકન) સીસી ભાંગેલી છે.

See a good one there (સી આ ગુડ વન ધેર) એક સારી શોધી કાઢો.

## પાઠ ૪૪.

અક્ષર Letter (લેટર). Writing (રાઇટીંગ).

આગાઉ Before (બીફોર). Formerly (ફારમર્લી).

આચીંતુ Sudden (સડન). Suddenly (સડન્લી).
અજ્ઞાન Ignorant (ઇગ્નોરંટ).
અઠવાડીયું A week (આ ઉવીક).
અટકવું To stop (ટુ સ્ટોપ)
અભ્યાસ પાઠ An exercise (એન એકસરસાઇઝ).

I write good letters (આઇ રાઇટ ગુડ લેટર્સ) હું સારા અક્ષર લખું છું.

I stop suddenly (આઇ સ્ટોપ સડનલી) હું આચીંતો અટક્યો.

Have you seen it before (હેવ યુ સીન ઇટ બીફોર) તમે અગાઉ તે જોયું છે ?

No, I have not seen it (નો આઇ હેવ નોટ સીન ઇટ) ના, મેં તે જોયું નથી.

I will come after a week (આઇ ઉવીલ કમ આફ્ટર આ ઉવીક) હું એક અઠવાડીઆ પછી આવીશ.

He is an idle and ignorant man. (હી ઇઝ એન આઇડલ એંડ ઇગ્નોરંટ મેન) તે આળસુ અને અજ્ઞાન માણુસ છે.

Write one exercise daily (રાઇટ વન એકસરસાઇઝ ડેલી) રોજ એક અભ્યાસ પાઠ લખજો.

Begin to write from to-day (બીગીન ટુ રાઇટ ફ્રોમ ટુ-ડે) આજથી લખવાનું શરૂ કરજો.

---

## પાઠ ૪૪.

Rush (રશ) ધસવું. Lay (લે) મૂકવું.
People (પીપલ) લોક. King (કીંગ) રાજા
Palace (પેલેસ) મેહેલ. Live (લીવ) રહેવું, વસવું.

Leave (લીવ) રજા. Dwell (ડવેલ) વસવું રહેવું.
He rushes out (હી રશીઝ આઉટ) તે બહાર ધસેછે.
They are good people (ધે આર ગુડ પીપલ) તેઓ ભલા માણુસ છે.
The King lives in a palace (ધી કીંગ લીવ્સ ઇન આ પેલેસ) રાજા મહેલમાં રહે છે.
I dwell in the town (આઇ ડવેલ ઇન ધી ટાઉન) હું શહેરમાં રહું છું.
Give me leave (ગીવ મી લીવ) મને રજા આપો.
Shut the door for me my lad (શટ ધી ડોર ફોર મી માઇ લેડ) મારા છોકરા મારે માટે તે દરવાજો બંધ કર.
There is no room in this house (ધેર ઇઝ નો રૂમ ઇન ધીસ હાઉસ) આ ઘરમાં જગા નથી.
I am happy but you are not (આઇ ઍમ હેપી બટ યુ આર નોટ) હું સુખી છું પણ તમે નથી.
Why do you fear? (વ્હાય ડુ યુ ફીઅર) તમે શા માટે બીહો છો?
Am I right? (એમ આઇ રાઇટ) હું ખરો છું?
You are not right (યુ આર નોટ રાઇટ) તમે ખરા નથી.
You are right (યુ આર રાઇટ) તમે ખરા છો.
Who has my book? (હુ હેઝ માઈ બુક) મારી ચોપડી કોની પાસે છે?
That boy has your book (ધેટ બોય હેઝ યોર બુક) પેલા છોકરા પાસે તમારી ચોપડી છે.



## પાઠ ૪૬.

Thank (થેંક) ઉપકાર માનવો. Make (મેક) કરવું.
Haste (હેસ્ટ) ઉતાવલ. Help (હેલ્પ) મદદ કરવી.
Keep (કીપ) રાખવું. Wise (ઉવાઇઝ) ડાહ્યું.
Follow (ફોલો) પાછલ આવવું. The same (ધી સેમ) એજ.

I thank you (આઇ થેંક યુ) હું તમારો ઉપકાર માનું છું.
Help me (હેલ્પ મી) મને મદદ કરો.
Make haste (મેક હેસ્ટ) ઉતાવલ કરો.
Keep the money with you (કીપ ધી મની ઉવીથ યુ) તે પૈસા તમારી પાસે રાખો.
Give me the same book (ગીવ મી ધી સેમ બુક) મને એજ ચોપડી આપો.
Are you going? (આર યુ ગોઇંગ) તમે જાઓ છો?
Are you not coming in? (આર યુ નોટ કમીંગ ઇન) તમે અંદર આવતા નથી?
Do you come? (ડુ યુ કમ) તમે આવો છો?
I want some money (આઇ ઉવોંટ સમ મની) મને થોડા પૈસા જોઇએ છે.
Who comes there? (હુ કમ્સ ધેર) કોણ આવે છે?
Let us go (લેટ અસ ગો) અમને જવાદો.
Yes, follow me (યસ, ફોલો મી) હા, મારી પાછલ આવે.

## પાઠ ૪૭.

Myself (માઇ સેલ્ફ) હું પોતે. Himself (હીમ્ સેલ્ફ) તે પોતે.

Ourselves (અવરસેલ્વ્સ) અમે પોતે.
Box (બોક્સ) પેટી.
Put (પુટ) મુકવું. Strong (સ્ટ્રોંગ) મજબુત.
Keep this book in the box (કીપ ધીસ બુક ઇન ધી બોક્સ) પેટીમાં આ ચોપડી મુકો.
I myself will come to you to-morrow (આઇ માઇ સેલ્ફ ઉવીલ કમ ટુ યુ ટુ-મોરો) હું પોતે આવતી કાલે તમારે ત્યાં આવીશ.

I go up (આઇ ગો અપ) હું ઉપર જાઉં છું.
I hate him (આઇ હેટ હીમ) હું તેને ધિક્કારૂંછું.
Where are you ? (ઉવેર આર યુ) તમે કયાં છો ?
I am here (આઇ એમ હીઅર) હું અહીં છું.
Where is he ? (ઉવેર ઇઝ હી) તે કયાં છે ?
He is here (હી ઇઝ હીઅર) તે અહીં છે.
He is not here (હી ઇઝ નોટ હીઅર) તે અહીં નથી.
He is there (હી ઇઝ ધેર) તે ત્યાં છે.
What is it ? (ઉવોટ ઇઝ ઇટ) તે શું છે ?
It is a fruit (ઇટ ઇઝ આ ફ્રુટ) તે ફ્લ છે.
Where is it ? (ઉવેર ઇઝ ઇટ) તે કયાં છે ?
It is on the table (ઇટ ઇઝ ઓન ધી ટેબલ) તે મેજ ઉપર છે.

It is not there (ઇટ ઇઝ નોટ ધેર) તે ત્યાં નથી.
It is on the box (ઇટ ઇઝ ઓન ધી બોક્સ) તે પેટી ઉપર છે.
You take it (યુ. ટેક ઇટ) તમે તે લ્યો.



# પાઠ ૪૮.

Let (લેટ) જવા દેવું. Friend (ફ્રેંડ) મિત્ર.
With (ઉવીથ) સાથે. Can (કેન) શકવું.
Delight (ડીલાઇટ) આનંદ. Leisure (લેઝર) ફુરસદ.
Lie (લાઇ) જુઠું. Stop (સ્ટોપ) ઉભા રહેવું, અટકી જવું.
Wait (ઉવેટ) ઉભા રહેવું, સબુર કરવું. Moment (મોમેંટ) પળ, ક્ષણ.
Some (સમ) થોડું. Finish (ફીનીશ) પુરૂં કરવું.
Let me go (લેટ મી ગો) મને જવાદો.
Let him see (લેટ હીમ સી) તેને જોવા દો.
Let us finish it (લેટ અસ ફીનીશ ઇટ) અમને તે પુરૂં કરવા દો.
Here is a fruit (હીઅર ઇઝ આ ફ્રુટ) અહીં ફલછે.
Bring it here (બ્રીંગ ઇટ હીઅર) તે અહીં લાવો.
What a pleasure? (ઉવોટ આ પ્લેઝર) કેવી ગમત ?
Here I am (હીઅર આઇ એમ) હું અહીં છું.
There thou art (ધેર ધાઉ આર્ટ) તું ત્યાં છે.
There he is (ધેર હી ઇઝ) તે ત્યાં છે.
Here we are (હીઅર ઉવી આર) અમે અહીં છીએ.
There you are (ધેર યુ આર) તમે ત્યાં છો.
Here they are (હીઅર ધે આર) તેઓ અહીં છે.
Where is she ? (ઉવેર ઇઝ શી) તે (સ્ત્રી) કયાં છે?
Can you come ? (કેન યુ કમ) તમે આવી શકશો ?
I can not come (આઇ કેન નોટ કમ) હું આવી શકનાર નથી.
Will you come with me ? (ઉવીલ યું કમ ઉવીથ મી) તમે મારી સાથે આવશો ?

I will go with my friend (આઇ ઉવીલ ગો ઉવીથ માઇ ફ્રૅંડ) હું મારા મિત્ર સાથે જઇશ.



## પાઠ ૪૯.

Fan (ફૅન) પંખો. Lost (લોસ્ટ) ખોવું, ગુમાવવું.
Ring (રીંગ) વીંટી. Help (હેલ્પ) મદદ કરવી.

Do you see him ? (ડુ યુ સી હીમ) તમે તેને જુઓ છો ?

Yes, I can see him (યસ, આઇ કેન સી હીમ) હા, હું તેને જોઇ શકું છું.

What is in his hand ? (ઉવોટ ઇઝ ઇન હીઝ હેંડ) તેના હાથમાં શું છે ?

It is a fan (ઇટ ઇઝ આ ફૅન) તે પંખો છે.

The fan is mine (ધી ફૅન ઇઝ માઇન) તે પંખો મારો છે.

It is my fan (ઇટ ઇઝ માઇ ફૅન) તે મારો પંખોછે.

I have lost a ring (આઇ હેવ લોસ્ટ આ રીંગ) મેં એક વીંટી ખોઇ છે.

He is a wise man (હી ઇઝ આ ઉવાઇઝ મેન) તે ડાહ્યો માણસ છે.

Help me (હેલ્પ મી) મને મદદ કરો.

Where were you ? (ઉવેર ઉવર યુ) તમે કયાં હતાં?

I was at Poona (આઇ ઉવોઝ એટ પુના) હું પુને હતો.

Have you seen Surat ? (હેવ યુ સીન સુરત) તમે સુરત દીઠું છે ?

have not (આઇ હેવ નોટ) મેં જોયું નથી.
I have not seen Surat but I have seen Poona (આઇ હેવ નોટ સીન સુરત બટ આઇ હેવ સીન પુના) મેં સુરત જોયું નથી પણ પુના જોયું છે.

## પાઠ ૫૦.

Full (ફુલ) ભરેલું. Mare (મેર) ઘોડી.
Ill (ઇલ) માદું. Dear (ડીઅર) મોંઘું.
Make (મેક) બનાવવું. Made (મેડ) બનાવ્યું.
Mad (મેડ) ગાંડું. Basket (બાસ્કેટ) ટોપલી.
Wheat (ઉવીટ) ઘઉં. Appear (એપીઅર) દેખાતું.
I am ill (આઇ એમ ઇલ) હું માંદો છું.
He is ill (હી ઇઝ ઇલ) તે માંદો છે.
You appear ill (યુ એપીઅર ઇલ) તમે માંદા દેખાઓ છો.
He is a mad man (હી ઇઝ આ મેડ મેન) તે ગાંડો માણુસ છે.
Who made the garden? (હુ મેડ ધી ગાર્ડન) વાડી કોણે બનાવી?
The gardener made it (ધી ગાર્ડનર મેડ ઇટ) માલીએ તે બનાવી.
Wheat are dear (ઉવીટ આર ડીઅર) ઘઉં મોઘાંછે.
The basket is full (ધી બાસ્કેટ ઇઝ ફુલ) ટોપલી ભરેલી છે.
This basket is empty (ધીસ બાસ્કેટ ઇઝ એમ્ટી) આ ટોપલી ખાલી છે.

I am happy (આઇ એમ હેપી) હું સુખી છું.
Do you drink milk? (ડુ યુ ડ્રીંક મીલ્ક) તમે દૂધ પીઓ છો?
Yes, I drink milk (યસ, આઇ ડ્રીંક મીલ્ક) હા હુ દૂધ પીઉં છું.
You read Well (યુ રીડ ઉવેલ) તમે સારૂં વાચોછો.

## પાઠ ૫૧.

Beside (બીસાઇડ) પાસે.
Beside me (બીસાઇડ મી) મારી પાસે.
Doll (ડોલ) ઢીંગલી, પૂતલી. Grieve (ગ્રીવ) દુઃખદેવું.
Parents (પેરન્ટસ) માબાપ.
Support (સપોર્ટ) પેટ ભરવું.
Plough (પ્લાઉ) હળ ખેડવો.
Verandah (વરનડાહ) ઓટલો.
Piller (પીલર) થાંભલો. Sitting (સીટીંગ) બેઠું.
My uncles are old (માઇ અંકલ્સ આર ઓલ્ડ) મારા કાકાઓ ઘરડા છે.
My brother is young (માઇ બ્રધર ઇઝ યંગ) મારો ભાઇ જુવાન છે.
My sister is younger than me (માઇ સીસ્ટર ઇઝ યંગર ધેન મી) મારી બહેન મારા કરતાં નાની છે.
My younger brother has many toys (માઇ યંગર બ્રધર હેઝ મેની ટોયઝ) મારા નાના ભાઇ પાસે ઘણા રમકડાં છે.
Bad boys grieve their parents (બેડ બોયઝ ગ્રીવ ધેર પેરન્ટસ) ખરાબ છોકરા તેમના માબાપને દુઃખ દે છે.

My younger sister has two dolls (માઇ યંગર સીસ્ટર હેઝ ટુ ડોલ્સ) મારી નાની બહેન પાસે બે ઢીંગલી છે.

He sits beside the teacher (હી સીટસ બીસાઇડ ધી ટીચર) તે શિક્ષક પાસે બેસે છે.

Good teachers punish bad boys (ગુડ ટીચર્સ પનીશ બેડ બોયઝ) સારા શિક્ષકો નઠારા છોકરાઓને શિક્ષા કરે છે.

He has a son (હી હેઝ આ સન) તેને એક છોકરોછે.

He supports him (હી સપોર્ટસ હીમ) તે તેમનુ પેટ ભરે છે.

The verandah has four pillars (ધી વરનડાહ હેઝ ફોર પીલર્સ) ઓટલાને ચાર થાંભલા છે.

Who is sitting beside me? (હુ ઇઝ સીટીંગ બીસાઇડ મી) મારી પાસે કોણ બેઠું છું.

The farmer ploughs his field (ધી ફાર્મર પ્લાઉઝ હીઝ ફીલ્ડ) ખેડુત ખેતર ખેડે છે.

How many chairs are there? (હાઉ મેની ચેર્સ આર ધેર) ત્યાં કેટલી ખુરશીઓ છે?

---

## પાઠ ૫૨.

Must (મસ્ટ) જોઇએ (ખચીત).

Timid (ટીમીડ) બીકણુ.

Bold (બોલ્ડ) બહાદુર. Careless (કેરલેસ) બેદરકાર.

Don't (ડોન્ટ) Do not (ડુ નોટ) નું ટુંકું છે.

Can't (કાન્ટ) Can not (કેન નોટ) નું ટુંકું છે.

Cruel (ક્રુએલ) ઘાતકી, નિર્દય. Care (કેર) સંભાળ.
Afraid (એફ્રેડ) ગભરાયલો. Tired (ટાયર્ડ) કંટાળેલો.
Are you afraid? (આર યુ એફ્રેડ) તમે ગભરાયાછો?
No, I am not afraid (નો, આઇ એમ નોટ એફ્રેડ) ના, હું નથી ગભરાયો.
Do you fear ? (ડુ યુ ફીઅર) તમે બીહો છો ?
Why do you fear ? (ઉવાય ડુ યુ ફીઅર) તમે શા માટે બીહો છો ?
He is not timid (હી ઇઝ નોટ ટીમીડ) તે બીકણુ નથી.
He is bold (હી ઇઝ બોલ્ડ) તે બહાદુર છે.
I am tired (આઇ એમ ટાયર્ડ) હું કંટાલ્યો છું.
I do not go. (આઈ ડુ નોટ ગો) હું જતો નથી.
When will you go ? (ઉવેન ઉવીલ યુ ગો) તમે ક્યારે જશો ?
I will go to-morrow (આઇ ઉવીલ ગો ટુ-મોરો) હું આવિતી કાલે જઇશ.
You must go (યુ મસ્ટ ગો) તમારે જવું જોઇએ.
I must go (આઇ મસ્ટ ગો) મારે જવું જોઇએ.
I am not careless (આઇ એમ નોટ કેરલેસ) હું બેદરકાર નથી.
Are you cruel ? (આર યુ ક્રુએલ) તમે નિર્દય છો ?
I am not cruel (આઇ એમ નોટ ક્રુએલ) હું નિર્દય નથી.
She is cruel (શી ઇઝ ક્રુએલ) તે ઘાતકી છે.
She is not cruel (શી ઇઝ નોટ ક્રુએલ) તે ઘાતકી નથી.

# પાઠ ૫૩.

Lend (લેંડ) ધીરવું. Hungry (હંગ્રી) ભુખ્યો.

Will you go? (ઉવીલ યુ ગો) તમે જઇ શકશો?

I can not go (આઇ કેન નોટ ગો) હું જઈ શકતો નથી.

I can't come (આઇ કાન્ટ કમ) હું આવી શકતો નથી.

Dont' do it (ડોન્ટ ડુ ઇટ) તે કરશો નહિ.

I am going (આઈ એમ ગોઇંગ) હું જાઉં છું.

Are you going? (આર યુ ગોઇંગ) તમે જાઓછો?

Is he going? (ઇઝ હી ગોઇંગ) તે જાય છે?

Yes, I am going out (યસ, આઇ એમ ગોઇંગ આઉટ) હા, હું બહાર જાઉં છું.

I am hungry (આઇ એમ હંગ્રી) હું ભુખ્યો થયોછું.

Are you hungry? (આર યુ હંગ્રી) તમે ભુખ્યા થયા છો?

Will you lend me some rupees? (ઉવીલ યુ લેંડ મી સમ રૂપીઝ) મને થોડા રૂપીઆ ધીરશો?

I will lend you (આઇ ઉવીલ લેન્ડ યુ) હું તમને ધીરીશ.

I am not hungry (આઇ એમ નોટ હંગ્રી) હું ભુખ્યો નથી.

Will you lend me your book? (ઉવીલ યુ લેન્ડ મી યોર બુક)? તમારી ચોપડી મને ધીરશો?

I will lend you my book (આઇ ઉવીલ લેંડ યુ માઈ બુક) મારી ચોપડી તમને ધીરીશ.



# પાઠ ૫૪.

Sell (સેલ) વેચવું. Sale (સેલ) વેચાણ.
Full moon (ફુલ મુન) પુનમ. Paper (પેપર) કાગળ.
You told me, but I did not do it (યુ ટોલ્ડ મી, બટ આઇ ડીડ નોટ ડુ ઇટ) તમે મને કહ્યું, પણ મેં તે ન કર્યું.
He went but I did not go (હી વેન્ટ બટ આઇ ડીડ નોટ ગો) તે ગયો પણ હું ન ગયો.
He did not sell the horse (હી ડીડ નોટ સેલ ધી હોર્સ) તેણે ઘોડો વેચ્યો નહિ.
There will be full moon to-morrow (ધેર વીલ બી ફુલ મુન ટુ-મોરો) કાલે પુનમ થશે.
There was not one mango on the tree (ધેર વોઝ નોટ વન મેંગો ઓન ધી ટ્રી) ઝાડ ઉપર એકે કેરી ન હતી.
There is a horse standing before the door (ધેર ઇઝ આ હોર્સ સ્ટેન્ડીંગ બીફોર ધી ડોર) દરવાજા આગળ ઘોડો ઉભો છે.
A boy writes (આ બોય રાઇટસ) છોકરો લખે છે.
A boy wrote (આ બોય રોટ) છોકરાએ લખ્યું.
A boy reads a book (આ બોય રીડસ આ બુક) છોકરો ચોપડી વાંચે છે.
This is not my paper (ધીસ ઇઝ નોટ માય પેપર) આ કાગળ મારો નથી.
What is the sale to-day ? (વોટ ઇઝ ધી સેલ ટુ ડે) આજે વેચાણ શું છે?

## પાઠ ૫૫.

Big (બીગ) મોટું. Small (સ્મોલ) નાનું.
Bigger (બીગર) વધારે મોટું.
Smaller (સ્મોલર) વધારે નાનું.
Biggest (બીગેસ્ટ) સૌથી મોટું.
Smallest (સ્મોલેસ્ટ) સૌથી નાનું.
This is a big house (ધીસ ઇઝ આ બીગ હાઉસ) આ મોટું ઘર છે.
That house is bigger than this (ધેટ હાઉસ ઇઝ બીગર ધેન ધીસ) આના કરતાં પેલું ઘર વધારે મોટું છે.
My uncle's house is the biggest of all (માઇ અંકલ્સ હાઉસ ઇઝ ધી બાગેસ્ટ ઓફ ઓલ) મારા કાકાનું ઘર સૌથી મોટું છે.
This bundle is small (ધીસ બંડલ ઇઝ સ્મોલ) આ બંડલ નાનું છે.
This bundle is smaller than this (ધીસ બંડલ ઇઝ સ્મોલર ધેન ધીસ) આ બંડલ કરતાં આ નાનું છે.
This bundle is smallest of all (ધીસ બંડલ ઇઝ સ્મોલેસ્ટ ઓફ ઓલ) આ બંડલ સૌથી નાનુ છે.
He is my uncle (હી ઇઝ માઇ અંકલ) આ મારો કાકો છે.
This is good (ધીસ ઇઝ ગુડ) આ સારૂં છે.
This is not good (ધીસ ઇઝ, નોટ ગુડ) આ સારૂં નથી.
This is bad (ધીસ ઇઝ બેડ) આ ખરાબ છે.

Whose servant is he? (હુઝ સરવંટ ઇઝ હી) તે કોનો ચાકર છે?

He is my servant (હી ઇઝ માઇ સરવંટ) તે મારો ચાકર છે?

Call your servant here (કોલ યોર સરવન્ટ હીઅર) તમારા ચાકરને અહીં બોલાવો.

Send your servant to my house (સેંડ યોર સરવન્ટ ટુ માઈ હાઉસ) તમારા ચાકરને મારે ઘેર મોકલજો.

He had been there (હી હેડ બીન ધેર) તે ત્યાં ગયો હતો.

He has no money (હી હેઝ નો મની) તેની પાસે પૈસા નથી.

He has some money (હી હેઝ સમ મની) તેની પાસે થોડા પૈસા છે.

Have you any money? (હેવ યુ એની મની) તમારી પાસે કાંઇ પૈસા છે?

Yes, I have five rupees (યસ, આઇ હેવ ફાઇવ રૂપીઝ) હા, મારી પાસે પાંચ રૂપીઆ છે.

Will you give me two rupees? (ઉવીલ યુ ગીવ મી ટુ રૂપીઝ) મને બે રૂપીઆ આપશો?

Give me three rupees (ગીવ મી થ્રી રૂપીઝ) મને ત્રણ રૂપીઆ આપો.

I have no money (આઇ હેવ નો મની) મારી પાસે પૈસા નથી.

## પાઠ ૫૬.

Stop (સ્ટોપ) અટકવું. Week (ઉવીક) અઠવાડીયું.
Rebel (રીબેલ) હુલડ મચાવવું.
Pine apple (પાઇન એપ્લ) અનેનાસ.
Grain (ગ્રેન) અનાજ Corn (કોર્ન) અનાજ.
Half a rupee (હાફ આ રૂપી) અર્ધો રૂપીઓ.
Fire (ફાયર) આગ, અગ્નિ. Distant (ડીસ્ટન્ટ) દૂર.
Railway (રેલ્વે) આગગાડી.
Steamer (સ્ટીમર) આગબોટ.
Patient (પેશન્ટ) આજારી.
Command (કમાંડ) આજ્ઞા.
Stop there (સ્ટોપ ધેર) ત્યાં અટકો.
I will come within a weak (આઇ ઉવીલ કમ ઉવીધીન આ ઉવીક) હું એક અઠવાડીઆમાં આવીશ.
Will you give me a pine apple ? (ઉવીલ યુ ગીવ મી આ પાઇન એપ્લ) મને એક અનેનાશ આપશો ?
Yes, I will give you (યસ, આઇ ઉવીલ ગીવ યુ) હા, હું તમને આપીશ.
Have you seen fire ? (હેવ યુ સીન ફાયર) તમે આગ જોઇ છે.
I have seen it (આઇ હેવ સીન ઇટ) મેં તે જોઇછે.
Will you go by railway or steamer? (ઉવીલ યુ ગો બાઇ રેલ્વે ઓર સ્ટીમર) તમે આગગાડીને રસ્તે જશો કે આગબોટને ?.
I will go by railway (આઇ ઉવીલ ગો બાઇ રેલ્વે) હું આગગાડીમાં જઇશ.

But I like steamer (બટ આઈ લાઇક સ્ટીમર) પણ હું આગબોટ પસંદ કરૂં છું.

Will you give me a rupee? (ૡીલ યુ ગીવ મી આ રૂપી) મને રૂપીઓ આપશો?

I have half a rupee (આઇ હેવ હાફ આ રૂપી) મારી પાસે અર્ધો રૂપીઓ છે.

---

# પાઠ ૫૭.

Village (વીલેજ) ગામ.

Industrious (ઇન્ડસ્ટ્રીઅસ) ઉદ્યોગી.

Most (મોસ્ટ) સૌથી વધારે More (મોર) વધારે.

Scholar (સ્કોલર) નિશાળીઓ. Now (નાઉ) હમણાં.

Careful (કેરફુલ) ખબરદાર. Before (બીફોર) અગાઉ.

Strike (સ્ટ્રાઇક) મારવું. Whom (હુમ) કોને.

Brought (બ્રોટ) લાવ્યો. Teach (ટીચ) શીખવવું.

Teaches (ટીચીઝ) શીખવે છે. Blot (બ્લોટ) બગાડવું.

You are more careful now than you were before (યુ આર મોર કેરફુલ નાઉ ધેન યુ ૡર બીફોર) અગાઉ કરતાં તમે હાલ વધારે ખબરદાર છો.

Thou art the most idle of all the scholars (ધાઉ આર્ટ ધી મોસ્ટ આઇડલ ઓફ ઓલ ધી સ્કોલર્સ) બધા નિશાળીઆમાં તું સૌથી વધારે આળસુ છે.

They are the most industrious men in the village (ધે આર ધી મોસ્ટ ઇન્ડસ્ટ્રીઅસ મેન ઇન ધી વીલેજ) ગામમાં તેઓ સૌથી વધારે ઉદ્યોગી માણસો છે.

Who is speaking? (હુ ઇઝ સ્પીકીંગ) કોણ બોલે છે?

Whom did you strike? (હોમ ડીડ યુ સ્ટ્રાઇક) તમે કોને માર્યો?

Whose is this book? (હુઝ ઇઝ ધીસ બુક) આ ચોપડી કોની છે?

The book is mine (ધી બુક ઇઝ માઇન) ચોપડી મારી છે.

The boys who came (ધી બોયઝ હુ કેમ) જે છોકરા આવ્યા તે.

There is the boy who blotted his book (ધેર ઇઝ ધી બોય હુ બ્લોટેડ હીઝ બુક) જે છોકરાએ ચોપડી (સાહીથી) બગાડી તે પેલો રહ્યો.

How do you write so well? (હાઉ ડુ યુ રાઇટ સો ઉવેલ) તમે આવું સારૂં શી રીતે લખી શકોછો?

Every one who loves God will be happy (એવરી વન હુ લવ્ઝ ગોડ ઉવીલ બી હેપી) દરેક જે ઇશ્વરને ચહાય છે તે સુખી થશે.

The teacher who teaches in our school (ધી ટીચર હુ ટીચીઝ ઇન અવર સ્કુલ) આપણી નિશાળે જે શીખવે છે તે શિક્ષક.

The boys whom you brought (ધી બોયઝ હુમ યુ બ્રોટ) જે છોકરાને તમે લાવ્યા હતા તે (છોકરા).

Which book did he blot? (ઉવીચ બુક ડીડ હી બ્લોટ) કંઇ ચોપડી બગાડી?

This book (ધીસ બુક) આ ચોપડી.

Why did you go? (ઉવાય ડીડ યુ ગો) તમે શા સારૂ ગયા?

What boy? (ઉવોટ બોય) કયો છોકરો,

# પાઠ ૫૮.

Kind (કાઇંડ) માયાળુ. Kid (કીડ) બકરીનું બચ્ચું.
Iron (આર્યન) લોઢું. Queen's (કવીન્સ) રાણીના.
Queen (કવીન) રાણી. Justice (જસ્ટીસ) ન્યાય.
Mercy (મર્સી) દયા. Lose (લુઝ) ખોવું.
Soap (સોપ) સાબુ. Cheap (ચીપ) સસ્તું.
Dear (ડીઅર) મોઘું.
Healthy (હેલ્થી) આરોગ્યકારક.

Naval is a good boy (નવલ ઇઝ આ ગુડ બોય) નવલ સારો છોકરો છે.

Manu is kind (મનુ ઇઝ કાઇંડ) મનુ માયાળુ છે.

We live in India or Hindustan (ઉવી લીવ ઇન ઇંડીઆ ઓર હિંદુસ્થાન) આપણે ભરતખંડ અથવા હિંદુસ્થાનમાં રહીએ છીએ.

Go to school (ગો ટુ સ્કુલ) નિશાળે જાઓ.

Do not lose time in idleness (ડુ નોટ લુઝ ટાઇમ ઇન આઇડલનેસ) આળસાઇમાં વખત કાઢશો નહિ.

Corn is now dear (કોર્ન ઇઝ નાઉ ડીઅર) અનાજ હાલ મોંઘું છે.

Soap is now cheap (સોપ ઇઝ નાઉ ચીપ) સાબુ હાલ સોંઘું છે.

To walk is healthy (ટુ વોક ઇઝ હેલ્થી) ફરવું એ આરોગ્યકારક છે.

To be idle is very bad (ટુ બી આઇડલ ઇઝ વેરી બેડ) આળસુ થવું એ બહુ ખરાબ છે.

I do not like your coming and going often (આઇ ડુ નોટ લાઇક યોર કમીંગ એંડ ગોઇંગ ઓફન) તમારૂં વારંવાર આવવું જવું મને પસંદ નથી.



## પાઠ ૫૯.

Able (એબ્લ) શક્તિવાન. Dare (ડેર) હીમત કરવી.
How (હાઉ) કેમ. Never (નેવર) કદી નહિ.
Again (અગેન) ફરીથી. Profit (પ્રોફીટ) નફો.
Business (બીઝનેસ) ધંધો. Attention (એટેનશન) ધ્યાન.
Pay (પે) આપવું. Please (પ્લીઝ) મેહરબાનીથી.
Say (સે) કહેવું. Word (વર્ડ) શબ્દ.

Please, pay attention (પ્લીઝ, પે એટેનશાન) મેહરબાની કરીને ધ્યાન આપો.

I have no profit in my business (આઇ હેવ નો પ્રોફીટ ઇન માઇ બીઝનેસ) મને મારા ધંધામાં નફો નથી.

I am able (આઇ એમ એબ્લ) હું શક્તિવાન છું.
Am I able? (એમ આઇ એબ્લ) હું શક્તિવાનછું?
Whom shall I say? (હોમ શેલ આઇ સે) હુ કોને કહું?

He was afraid to go there (હી વોઝ એફ્રેડ ટુ ગો ધેર) ત્યાં જતાં તે બીધો.

I cannot dare to go there (આઇ કેન નોટ ડેર ટુ ગો ધેર) ત્યાં જવાને હું હીમત કરી શકતો નથ

I dare to go there (આઇ ડેર ટુ ગો ધેર) હું ત્યાં જવાની હીમત કરૂં છું.

I dare not to do it (આઇ ડેર નોટ ટુ ડુ ઇટ) તે કરવાની હું હીમત કરતો નથી.

I will do it (આઇ ઉવીલ ડુ ઇટ) હું તે કરીશ

I can do it (આઇ કેન ડુ ઇટ) હું તે કરી શકીશ.

Will you come again? (ઉવીલ યુ કમ અગેન) તમે ફરીથી આવશો?

I will come again (આઇ ઉવીલ કમ અગેન) હું ફરીથી આવીશ.

---

## પાઠ ૬૦.

Name (નેમ) નામ.

Difficult (ડીફીકલ્ટ) અઘરૂં, કઠણ.

Touch (ટચ) હાથ લગાડવું. Fool (ફુલ) મૂર્ખ.

Foolish (ફુલીશ) મૂર્ખ. Hear (હીઅર) સાંભળવું

Surname (સરનેમ) અટક, ઓળખ.

Merchant (મર્ચન્ટ) વેપારી.

Age (એજ) ઉમર. Year (ઇઅર) વર્ષ, વરસ.

What is your name? (ઉવોટ ઇઝ યોર નેમ) તમારૂં નામ શું?

My name is Nagindas (માઇ નેમ ઇઝ નગીનદાસ) મારૂં નામ નગીનદાસ છે.

What is your father's name? (ઉવોટ ઇઝ યોર ફાધર્સ નેમ) તમારા બાપનું નામ શું?

And your surname? (એંડ યોર સરનેમ) અને તમારી અટક?

What is your age? (વ્હોટ ઇઝ યોર એજ) તમારી ઉમર શું છે?

I am thirty two years of age (આઇ એમ થર્ટી ટુ ઇયર્સ ઓફ એજ) મારી ઉમર બત્રીશ વર્ષની છે.

How old are you? (હાઉ ઓલ્ડ આર યુ) તમારી ઉમર કેટલી છે?

Who did it? (હૂ ડીડ ઇટ) તે કોણે કર્યું?

I did it (આઇ ડીડ ઇટ) તે મેં કર્યું.

You must not touch me (યુ મસ્ટ નોટ ટચ મી) તમારે મને હાથ લગાડવો નહિ જોઇએ.

He is a fool (હી ઇઝ આ ફુલ) તે મૂર્ખ છે.

You are a foolish man (યુ આર આ ફુલીશ મેન) તમે મૂર્ખ છો.

How beautiful she is? (હાઉ બ્યુટીફુલ શી ઇઝ) તે કેવી ખુબસુરત છે?

How foolish he is? (હાઉ ફુલીશ હી ઇઝ) તે કેવો મૂર્ખ છે?

How good you are? (હાઉ ગુડ યુ આર) તમે કેવા ભલા છો?

What is your father? (વ્હોટ ઇઝ યોર ફાધર) તમારો બાપ શો ધંધો કરે છે?

He is a merchant (હી ઇઝ આ મરચંટ) તે વેપારી છે.

Do you know my father? (ડુ યુ નો માઇ ફાધર) મારા બાપને તમે ઓળખો છો?

# પાઠ ૬૧.

Show (શો) દેખાડવું. Enough (ઇનફ) પુરતું, બસ.
Trust (ટ્રસ્ટ) વિશ્વાસ. Sharp (શાર્પ) ચાલાક,
What is that? (વ્હોટ ઇઝ ધેટ) તે શું છે?
Show me (શો મી) મને દેખાડો.
Show it to me (શો ઇટ ટુ મી) તે મને દેખાડો.
Do you like it? (ડુ યુ લાઇક ઇટ) તમને પસંદ છે?
Yes, I like it (યસ આઇ લાઇક ઇટ) હા, તે મને ગમે છે.
But I like this (બટ આઇ લાઇક ધીસ) પણ મને આ ગમે છે.
This is good (ધીસ ઇઝ ગુડ) આ સારૂં છે.
This is not good (ધીસ ઇઝ નોટ ગુડ) આ સારૂં નથી.
This is bad (ધીસ ઇઝ બેડ) આ ખરાબ છે.
Tell him to do it (ટેલ હીમ ટુ ડુ ઇટ) તેને તે કરવા કહો.
This is enough for me (ધીસ ઇઝ ઇનફ ફોર મી) આ મારે માટે બસ છે.
Is this not enough? (ઇઝ ધીસ નોટ ઇનફ) શું આ પુરૂં નથી?
Do you trust your servant? (ડુ યુ ટ્રસ્ટ યોર સરવન્ટ) તમે તમારા ચાકરનો વિશ્વાસ કરો છો?
Yes, I trust him (યસ, આઇ ટ્રસ્ટ હીમ) હા, હું તેનો વિશ્વાસ કરૂં છું.
He is not idle (હી ઇઝ નોટ આઇડલ) તે આળસુ નથી.

He is a sharp man (હી ઇઝ આ શાર્પ મેન) તે ચાલાક માણુસ છે.

Your face is dirty (યોર ફેસ ઇઝ ડર્ટી) તમારૂં મોહું મેલું છે.

Where is Purshotam? (ઉવેર ઇઝ પરશોતમ) પરશોતમ ક્યાં છે?

He is there (હી ઇઝ ધેર) તે ત્યાં છે.

Call him here (કાલ હીમ હીઅર) તેને અહીં બોલાવો.

He went away (હી ઉવેન્ટ અવે) તે જતો રહ્યો.

He is going (હી ઇઝ ગોઇંગ) તે જાય છે.

Tell him to wait (ટેલ હીમ ટુ ઉવેટ) તેને ખોટી રહેવા કહો.

Give this to him (ગીવ ધીસ ટુ હીમ) તેને આ આપો.

As you please (એઝ યુ પ્લીઝ) જેવી તમારી મરજી.

You take it (યુ ટેક ઇટ) તમે તે લ્યો.

Thou art idle (ધાઉ અર્ટ આઇડલ) તું આળસું છે.

He is idle (હી ઇઝ આઇડલ) તે આળસુ છે.

You are idle (યુ આર આઇડલ) તમે આળસુ છો.

I am not idle (આઇ એમ નોટ આઇડલ) હું આળસુ નથી.

---

# પાઠ ૬૨.

Tree (ટ્રી) ઝાડ. Sparrow (સ્પેરો) ચકલી.

Saddle (સેડલ) જીન. Lying (લાઇંગ) સુતું.

Sleep (સ્લીપ) ઉંઘવું. Bark (બાર્ક) ભસવું.

Generally (જનરેલી) ઘણું કરીને.
Tailor (ટ્રેલર) દરજી.
Sew (સો) સીવવું. Stranger (સ્ટ્રેન્જર) અજાણ્યો.
I see a horse running in the road (આઇ સી આ હોર્સ રનીંગ ઇન ધી રોડ) રસ્તામાં ઘોડો દોડતો હું જોઉં છું.
The bed is broken (ધી બેડ ઇઝ બ્રોકન) ખાટલો તુટેલો છે.
This is an old turban (ધીસ ઇઝ એન ઓલ્ડ ટરબન) આ જુની પાઘડી છે.
This is the cow but where is the ox? (ધીસ ઇઝ ધી કાઉ બટ ઉવેર ઇઝ ધી ઓકસ) આ ગાય છે પણ બળદ કયાં છે?
The ox is in the field (ધી ઓકસ ઇઝ ઇન ધી ફીલ્ડ) બળદ ખેતરમાં છે.
New turban (ન્યુ ટરબન) નવી પાઘડી.
Old cap (ઓલ્ડ કેપ) જુની ટોપી.
Here is the saddle but where is the horse? (હીઅર ઇઝ ધી સેડલ બટ ઉવેર ઇઝ ધી હોર્સ) જીન અહીં છે પણ ઘોડો કયાં છે?
Ramkoovar is sewing (રામકુંવર ઇઝ સોઇંગ) રામકુંવર સીવે છે.
Dogs generally bark at strangers (ડોગ્સ જનરેલી બાર્ક એટ સ્ટ્રેન્જર્સ) કુતરા ઘણું કરીને અજાણ્યાને ભસે છે.
The school boys are going home from school (ધી સ્કુલ બોઇઝ આર ગોઇંગ હોમ ફ્રોમ સ્કુલ) નિશાળીઆ નિશાળેથી ઘેર જાય છે.

When I went home the tailor was sewing (ઉવેન આઇ ઉવેન્ટ હોમ ધી ટેલર ઉવોઝ સોઇંગ) જયારે હું ઘેર ગયો ત્યારે દરજી સીવતો હતો. અથવા
The tailor was sewing when I went home (ધી ટેલર ઉવોઝ સોઇંગ ઉવેન આઇ ઉવેન્ટ હોમ) (અર્થ ઉપર મુજબ)

---

# પાઠ ૬૩.

Open (ઓપન) ઉઘાડવું. Cheat (ચીટ) છેતરવું.
Cat (કેટ) બીલાડી. Kitten (કીટન) બીલાડીનું બચ્ચું.
Heat (હીટ) તાપ.
On account of (ઓન એકાઉન્ટ ઓફ) લીધો.
Wither (ઉવીધર) કરમાવું.
Follow (ફોલો) પાછળ જવું.
Arrive (એરાઇવ) પહોંચવું. Saw (સો) જોયું.
The traveller had a long stick (ધી ટ્રેવેલર હેડ આ લોંગ સ્ટીક) મુસાફર પાસે લાંબી લાકડી હતી.
The mangoes were sweet (ધી મેંગોઝ ઉવર સ્વીટ) કેરીઓ મીઠી હતી.
My large house was in Surat (માઇ લાર્જ હાઉસ ઉવોઝ ઇન સુરત) સુરતમાં મારૂં મોટું ઘર હતુ.
It had twenty four windows (ઇટ હેડ ટુવેન્ટી ફોર ઉવીન્ડોઝ) તેને ચોવીસ બારીઓ હતી.
When you came I was opening the window (ઉવેન યુ કેમ આઇ ઉવોઝ ઓપનીંગ ધી ઉવીન્ડો). તમે આવ્યા ત્યારે હું બારી ઉઘાડતો હતો.

Where is your sister ? (ઉવેર ઇઝ યોર સીસ્ટર) તમારી બ્હેન કયાં છે ?

She is playing with the cat and the kittens (શી ઇઝ પ્લેઇંગ ઉવીથ ધી કેટ એંડ ધી કીટન્સ) તે બીલાડી અને તેના બચ્ચાં જોડે રમે છે.

You are cheating me (યુ આર ચીટીંગ મી) તમે મને ઠગો છો.

They were cheating us (ધે ઉવર ચીટીંગ અસ) તેઓ અમને ઠગતા હતા.

The flowers were withering on account of heat (ધી ફ્લાવર્સ ઉવર ઉવીધરીંગ ઓન એકાઉંટ ઓફ હીટ) તાપને લીધે ફૂલો કરમાઇ ગયાં હતાં.

I saw that she was cooking (આઇ સો ધેટ શી ઉવોઝ કુકીંગ) મેં જોયું કે તે રાંધતી હતી.

They were following behind us (ધે ઉવર ફોલોઇંગ બીહાઇંડ અસ) તેઓ આપણી પાછળ આવતા હતા.



## પાઠ ૬૪.

Asked (આસ્કડ) પુછ્યું Asking (આસ્કીંગ) પુછતાં.

Any body (એની બોડી) કોઇ પણ.

No body (નો બોડી) કોઇ નહિ.

Some body (સમ બોડી) કોઇ.

Next (નેક્સ્ટ), આવતું, બીજું.

Surely (શ્યોર્લી) ખચીત.

Week (ઉવીક) અઠવાડીયું.

Weak (ઉવીક) નબળું. Strong (સ્ટ્રોંગ) મજબૂત.

When will you come? (ઉવેન ઉવીલ યુ કમ) તમે ક્યારે આવશો?

Come next week (કમ નેક્સ્ટ ઉવીક) આવતે અઠવાડીએ આવજો.

Come when your like (કમ ઉવેન યુ લાઇક) તમારે જોઈએ ત્યારે આવજો.

Come to my house to-morrow (કમ ટુ માઇ હાઉસ ટુ મોરો) કાલે મારે ત્યાં જરૂર આવજો.

I will come surely (આઇ ઉવીલ કમ શ્યોર્લી) હું ખચીત આવીશ.

Don't keep me waiting long (ડોંટ કીપ મી ઉવેટીંગ લોંગ) મને ઘણો વખત રોકશો નહિ.

I wish to see Bhagwatidas (આઇ ઉવીશ ટુ સી ભગવાનદાસ) હું ભગવાનદાસને મળવા માગું છું.

He must be there (હી મસ્ટ બી ધેર), તે ત્યાં હશે.

Some body was usking for you (સમ બોડી ઉવોઝ આસ્કીંગ ફોર યુ) કોઇ તમને પૂછતું હતું.

Had any body been here again? (હેડ એની બોડી બીન હીઅર અગેન) અહીં કોઇ પણ પાછું આવ્યું હતું?

No body has been here (નો બોડી હેઝ બીન હીઅર) અહીં કોઇ આવ્યું નથી.

You are weak (યુ આર ઉવીક) તમે નબળા છો.

I am strong (આઇ એમ સ્ટ્રોંગ) હું જોરાવર (મજબૂત) છું.

Who asked for me? (હુ આંસ્કડ ફોર મી) મારે માટે કોણે પૂછ્યું?

I asked for you (આઇ આસ્કડ ફોર યુ) તમારે વિષે મેં પૂછ્યું.

Do you feel cold ? (ડુ યુ ફીલ કોલ્ડ) તમને થંડી લાગે છે ?

I do not feel cold (આઇ ડુ નોટ ફીલ કોલ્ડ) મને ઠંડી લાગતી નથી.

Yes, I feel cold (યસ, આઇ ફીલ કોલ્ડ) હા, મને ઠંડી લાગે છે.

Do you feel warm ? (ડુ યુ ફીલ ઉવોર્મ) તમને ગરમા લાગે છે ?

I do not feel warm (આઇ ડુ નોટ ફીલ ઉવોર્મ) મને ગરમી લાગતી નથી.

Yes, I feel warm (યસ, આઇ ફીલ ઉવોર્મ) હા, મને ગરમી લાગે છે.

I will help you in writing (આઇ ઉવીલ હેલ્પ યુ ઇન રાઇટીંગ) હું તમને લખવામાં મદદ કરીશ.

I will help you in doing it (આઇ ઉવીલ હેલ્પ યુ ઇન ડુઇંગ ઇટ) તે કરવામાં હું તમને મદદ કરીશ.

Will you help me ? (ઉવીલ યુ હેલ્પ મી) તમે મને મદદ કરશો ?

Yes, I will help you surely (યસ, આઇ ઉવીલ હેલ્પ યુ શ્યોર્લી) હા, હું તમને જરૂર મદદ કરીશ.

Will you send me your work called Mahakali ni Murti ane tena bhog ? (ઉવીલ યુ સેંડ મી યોર ઉવર્ક કોલ્ડ મહાલીના મૂર્તિ અને તેના ભોગ) તમારી બનાવેલી મહાકાળીની મૂર્તિ અને ભોગની ચોપડી મને મોકલશો ?

Yes, I will send it by post (યસ, આઇ ઉવીલ સેંડ ઇટ બાય પોસ્ટ) હા, હું પોસ્ટ મારફતે મોકલીશ.

---

## પાઠ ૬૫.

Road (રોડ) રસ્તો. Turn (ટર્ન) વળવું.
Rihgt (રાઇટ) જમણું. Left (લેફ્ટ) ડાબું.
About (અબાઉટ) આસરે, Mile (માઇલ) માઇલ.
Way (ઉવે) રસ્તો, Miss (મીસ) ભુલી જવું, ચુકવું.
Far (ફાર) દૂર. Place (પ્લેસ) જગા.
Have you lost your way ? (હેવ યુ લોસ્ટ યોર ઉવે) તમે રસ્તો ખોઇયો છે ?
You have lost your way (યુ હેવ લોસ્ટ યોર ઉવે) તમે રસ્તો ભુલી ગયા છો.
Turn to the right (ટર્ન ટુ ધી રાઇટ) જમણી તરફ વળો.
Turn to the left (ટર્ન ટુ ધી લેફ્ટ) ડાબી તરફ વળો.
Don't miss the way (ડોંટ મીસ ધી ઉવે) રસતો ભુલતાના.
How far is it from this place ? (હાઉ ફાર ઇઝ ઇટ ફ્રોમ ધીસ પ્લેસ) આ જગાથી તે કેટલે દૂરછે.
About one mile (અબાઉટ વન માઇલ) આસરે એક માઇલ.
He became very angry (હી બીકેમ વેરી એંગ્રી) તે બહુ ગુસ્સે થયો.

When can you see me at home? (ઉવેન કેન યુ સી મી એટ હોમ) તમે મને ઘેર ક્યારે મળશો ?

Every day in the morning (એવરી ડે ઇન ધી મોરનીંગ) દરરોજ સવારના.

I will come to you to-morrow morning (આઇ ઉવીલ કમ ટુ યુ ટુ-મોરો મોરનીંગ) કાલ સવારના હું તમારે ત્યાં આવીશ.

Come surely (કમ શ્યોર્લી) જરૂર આવજો.

I will come surely (આઇ ઉવીલ કમ શ્યોર્લી) હું જરૂર આવીશ.

I was at your house the day before yesterday (આઇ ઉવોઝ એટ યોર હાઉસ ધી ડે બીફોર યસટરડે) હું પરમ દહાડે તમારે ત્યાં આવ્યો હતો.

Will you come this evening? (ઉવીલ યુ કમ ધીસ ઇવીનીંગ) આજ સાંજના તમે આવશો ?

I can't come this evening (આઇ કાંટ કમ ધીસ ઇવીનીંગ) આજ સાંજના હું આવી શકનાર નથી.

See me this evening (સી મી ધીસ ઇવીનીંગ) સાંજના મને મલજો.

I go out at eight in the morning (આઇ ગો આઉટ એટ એઇટ ઇન ધી મોરનીંગ) હું સવારના આઠ વાગે બહાર જાઉં છું.

Where did you see him? (ઉવેર ડીડ યુ સી હીમ) તમે તેને ક્યાં જોયો ?

I saw him on the road (આઇ સો હીમ ઓન ધી રોડ) મેં તેને રસતા ઉપર જોયો.

Will you lend me ten rupees? (ઉવીલ યુ લેંડ મી ટેન રૂપીઝ) તમે મને દશ રૂપીઆ ધીરશો ?

I have not got them (આઈ હેવ નોટ ગોટ થેમ) મારી પાસે નથી.

Does he live with you? (ડઝ હી લીવ ઉવીથ યુ) તે તમારી સાથે રહે છે?

Yes, he lives with us (યસ, હી લીવ્ઝ ઉવીથ અસ) હા, તે અમારી સાથે રહે છે.

I live with my uncle and aunt (આઈ લીવ ઉવીથ માઇ અંકલ એંડ આંટ) હું મારા કાકા કાકી સાથે રહું છું.

I was not at home (આઇ ઉવોઝ નોટ એટ હોમ) હું ઘરમાં ન હતો.

## પાઠ ૬૬.

Too (ટુ) બહુજ. Break (બ્રેક) બંધ થવું, ઉડી જવું.
Watch (ઉવોચ) તપાસ કરવી.
Watch (ઉવોચ) ઘડીઆલ.
Wind (વાઇંડ) કુંચી આપવી. Wind (ઉવીંડ) પવન.
Feel (ફીલ) થવું, લાગવું. Pain (પેન) દુઃખ, દરદ.
Side (સાઇડ) બાજુ. Pay (પે) આપવું.
Street (સ્ટ્રીટ) ગલી, મોહલો.
Living (લીવીંગ) ગુજરાન.

How do you get your living? (હાઉ ડુ યુ ગેટ યોર લીવીંગ) તમે તમારૂં ગુજરાન શી રીતે કરો છો?

What street do you live? (ઉવોટ સ્ટ્રીટ ડુ યુ લીવ) તમે કયી ગલી (મોહલા) માં રહો છો?

At what time were you there? (એટ ઉવોટ ટાઇમ ઉવર યુ ધેર) તમે ત્યાં કયારે ગયા હતા?

Wind up your watch (વાઇન્ડ અપ યોર ઉવોચ) તમારા ઘડીઆલને કુંચી આપો.

What did you pay for the book? (ઉવોટ ડીડ યુ પે ફોર ધી બુક) તમે તે ચોપડીનું શું આપ્યું?

I paid one rupee twelve annas (આઇ પેડ વન રૂપી ટવેલ્વ આનાઝ) મે એક રૂપીઓ બાર આના આપ્યા.

Did any body come to see me yesterday? ડીડ એન બોડી કમ ટુ સી મી યસ્ટરડે) ગઇ કાલે કોઇ મને મલવા આવ્યો હતો?

Where did you go yesterday? (ઉવેર ડીડ યુ ગો યસ્ટરડે) ગઇ કાલે તમે કયાં ગયા હતા?

I went to see Liladhur (આઇ ઉવેંટ ટુ સી લીલાધર) હું લીલાધરને મળવા ગયો હતો.

What are you doing all day? (ઉવોટ આર યુ ડુઇંગ ઓલ ડે) આખો દિવસ તમે શું કરો છો?

What did you do all day (ઉવોટ ડીડ યુ ડુ ઓલ ડે) આખો દિવસ તમે શું કર્યું?

These mangoes are very ripe (ધીઝ મેંગોઝ આર વેરી રાઇપ) આ કેરીઓ ઘણીજ પાકેલી છે.

Are they too ripe? (આર ધે ટુ રાઇપ) શું તે બહુજ પાકી ગઇ છે?

I feel very angry with you (આઇ ફીલ વેરી એંગ્રી ઉવીથ યુ) મને તમારી ઉપર બહુજ ગુસ્સો ઊપજે છે.

I feel pain in my side (આઇ ફીલ પેન ઇન માઇ સાઇડ) મને મારી બાજુમાં દરદ થાય છે.

Does he get any better? (ડઝ હી ગેટ એની બેટર) તેને કાંઇ ફેર પડવા માંડયો ?

Where did you go last night? (ઉવેર ડીડ યુ ગો લાસ્ટ નાઇટ) કાલ રાતે તમે કયાં ગયા હતા ?

I want a pen (આઇ ઉવોંટ આ પેન) મને એક કલમ જોઇએ છે.

Who told you? (હુ ટોલ્ડ યુ) તમને કોણે કહ્યું?

Who are you? (હુ આર યુ) તમે કોણ છો ?

Have you seen his house? (હેવ યુ સીન હીઝ હાઉસ) તમે તેનું ઘર જોયું છે?

I was waiting for you (આઇ ઉવોઝ વેટીંગ ફોર યુ) હું તમારે માટે ખોટી હતો.

Where had he been? (ઉવેર હેડ હી બીન) તે કયાં ગયો હતો.

What did you say? (ઉવોટ ડીડ યુ સે) તમે શું કહો છો ?

He is angry with me (હી ઇઝ એંગ્રી ઉવીથ મી) તે મારી સાથે ગુસ્સે છે.

What have they said? (ઉવોટ હેવ ધે સેડ) તેમણે શું કહ્યું છે ?

They have said nothing (ધે હેવ સેડ નથીંગ) તેમણે કાંઇ પણ કહ્યું નથી.

Every body knows that (એવરી બોડી નોઝ ધેટ) દરેક જણ તે જાણે છે.

Don't forget to tell him (ડોંટ ફરગેટ ટુ ટેલ હીમ) તેને કહેવાને ભુલતાના.

## પાઠ ૬૭.

Market (માર્કેટ) બજાર.
Intend (ઇન્ટેંડ) ઇરાદો, વિચાર.
Just now (જસ્ટ નાઉ) હમણાંજ. To (ટુ) ને, તરફ.
Miss (મીસ) ચુકવું. Stayed (સ્ટેડ) ખોટી રહ્યો.
Bill (બીલ) આંકડો, બીલ.
Respectable (રીસ્પેકટેબ્લ) આબરૂદાર.
Lent (લેંટ) ધીર્યું. Slowly (સ્લોલી) ધીમેથી.
Aloud (અલાઉડ) મોટેથી. Keep (કીપ) પાળવું.
Word (વર્ડ) શબ્દ, બોલ.
Break (બ્રેક) ભાંગવું, તોડવું.

Will you give him that watch ? (ઉવીલ યુ ગીવ હીમ ધેટ ઉવોચ) તમે તેને તે ઘડીઆલ આપશો?

Will you give me that watch ? (ઉવીલ યુ ગીવ મી ધેટ ઉવોચ) તમે મને તે ઘડીઆલ આપશો?

Do you want it now ? (ડુ યુ ઉવોંટ ઇટ નાઉ) તમને તે હમણા જોઈએ છે ?

Does he want now ? (ડઝ હી ઉવોંટ નાઉ) તેને તે હમણા જોઇએ છે?

I don't want now (આઇ ડોંટ ઉવોંટ નાઉ) મને હમણા જોઇતું નથી.

I will give you to-morrow (આઈ ઉવીલ ગીવ યુ ટુ મોરો) હું આવતી કાલે તમને આપીશ.

I will give him to-morrow (આઇ ઉવીલ ગીવ હીમ ટુ-મોરો) હું તેને આવતી કાલે આપીશ.

Will you promise to give it to me? (ઉવીલ યુ પ્રોમીસ ટુ ગીવ ઇટ ટુ મી) તે મને આપવાને તમે વચન આપશો?

I can't promise you (આઇ કાંટ પ્રોમીસ યુ) હું વચન આપી શકતો નથી.

But I keep my word (બટ આઇ કીપ માઇ વર્ડ) પણ હું મારો શબ્દ (બોલ) પાળું છું.

I am not the man to break a promise (આઇ એમ નોટ ધી મેન ટુ બ્રેક આ પ્રોમીસ) હું વચન તોડું એવો માણસ નથી.

He speaks English well (હી સ્પીક્સ ઇંગ્લીશ ઉવેલ) તે અંગ્રેજી સારૂં બોલે છે.

Do you know Govindji? (ડુ યુ નો ગોવીંદજી) તમે ગોવીંદજીને ઓળખો છો?

Yes, I know him (યસ, આઇ નો હીમ) હા, હું તેને ઓળખું છું.

He is a respectable man (હી ઇઝ આ રીસ્પેક્ટેબલ મેન) તે આબરૂદાર માણસ છે.

Will you pay your bill? (ઉવીલ યુ પે યોર બીલ) તમારૂં બીલ તમે ચુકવશો?

I will not pay you now (આઇ ઉવીલ નોટ પે યુ નાઉ) હમણા હું તમને ચુકવીશ નહિ.

I will pay you just now (આઇ ઉવીલ પે યુ જસ્ટ નાઉ) હું હમણાજ તમને ચુકવીશ.

You have to pay me three rupees (યુ હેવ ટુ પે મી થ્રી રૂપીઝ) તમારે મને ત્રણ રૂપીઆ આપવા છે.

When do you go out? (વ્હેન ડુ યુ ગો આઉટ) તમે બહાર ક્યારે જાઓ છો?

It is not certain (ઇટ ઇઝ નોટ સરટન) તે ચોક્કસ નથી.

I go out at any time (આઇ ગો આઉટ એટ એની ટાઇમ) હું કોઇપણ વખત બહાર જાઉં છું.

Why are you running? (વાઇ આર યુ રનીંગ) તમે શા માટે દોડો છો?

I shall miss the train (આઇ શેલ મીસ ધી ટ્રેન) હું આગગાડી ચુકી જઇશ.

I have to go to market (આઇ હેવ ટુ ગો ટુ માર્કેટ) મારે બજારમાં જવું છે.

I intend to go to market (આઇ ઇન્ટેંડ ટુ ગો ટુ માર્કેટ) મારો બજાર તરફ જવાનો વિચાર છે.

I stayed for him (આઇ સ્ટેડ ફોર હીમ) હું તેને માટે ખોટી રહ્યો.

Why you speak so slowly? (વાઇ યુ સ્પીક સો સ્લોલી) તમે ધીમેથી શા માટે બોલો છો?

Speak aloud (સ્પીક અલાઉડ) મોટેથી બોલો.



## પાઠ ૬૮.

Remind (રીમાઇંડ) યાદ આપવું.

Fail (ફેલ) ચુકવું.

Put on (પુટ ઓન) પહેરવું.

Height (હાઇટ) ઉંચાઇ.
Succeed (સકસીડ) ફતેહ પામવું.
Family (ફેમીલી) કુટુંબ.
He has a large family (હી હેઝ આ લાર્જ ફેમીલી) તેનું કુટુંબ મોટું (બહોળું) છે.
They are good men (धे આર ગુડ મેન) તેઓ ભલા માણસ છે.
I my-self am here (આઇ માઇ-સેલ્ફ એમ હીઅર) હું પોતે અહીંજ છું.
Is he a carpenter? (ઇઝ હી આ કાર્પેન્ટર) તે સુતાર છે?
No, he is a tailor (ના, હી ઇઝ આ ટેલર) નહિ, તે દરજી છે.
Put on your turban (પુટ ઓન યોર ટરબન) તમારી પાગડી પહેરો.
I put on my cap (આઇ પુટ ઓન માઇ કેપ) હું મારી ટોપી પહેરૂં છું.
I am about your height (આઇ એમ અબાઉટ યોર હાઇટ) હું તમારા જેટલો ઉંચો છું.
I succeeded in it (આઇ સકસીડેડ ઇન ઇટ) હું તેમાં ફતેહ પામ્યો.
Are you succeeded? (આર યુ સકસીડેડ) તમે ફતેહ પામ્યા છો.
I hope to succeed (આઇ હોપ ટુ સક્સીડ) મને ફતેહ પામવાની આશા છે.
He is not a good man (હી ઇઝ નોટ આ ગુડ મેન) તે સારો માણસ નથી.

I cannot say so (આઈ કેનનોટ સે સો) હું તેમ કહી શકતો નથી.

Will you do me a favor? * (ઉવીલ યુ ડુ મી આ ફેવર) મારી ઉપર તમે એક મહેરબાની કરશો?

Do you remember it? (ડુ યુ રીમેમ્બર ઇટ) તમને તે યાદ છે?

Yes, I remember it (યસ, આઇ રીમેમ્બર ઇટ) હા, મને તે યાદ છે.

I forget to bring it (આઇ ફરગેટ ટુ બ્રીંગ ઇટ) હું તે લાવતાં ભુલી ગયો.

Don't fail to bring it to-morrow (ડોંટ ફેલ ટુ બ્રીંગ ઈટ ટુ-મોરો) આવતી કાલે લાવવાને ચુકશો નહિ.

Remind me (રીમાઇંડ મી) મને યાદ આપજો.

I will remind you (આઇ ઉવીલ રીમાઇંડ યુ) હું તમને યાદ આપીશ.

He is very careless (હી ઇઝ વેરી કેરલેસ) તે બહુજ બેદરકાર છે.

Have you not seen my slate? (હેવ યુ નોટ સીન માઇ સ્લેટ?) તમે મારી પાટી જોઇ નથી?

No, I have not seen it (નો આઇ હેવ નોટ સીન ઇટ) ના, મેં નથી જોઇ.

Can't you speak aloud? (કાંટ યુ સ્પીક અલાઉડ) તમે મોટેથી બોલી શકતા નથી?

---

* એનો favour પણ થાય છે.

## પાઠ ૬૯.

Marry (મેરી) પરણવું. Merry (મેરી) આનંદી.
Married (મેરીડ) પરણેલું.
Bachelor (બેચેલર) કુંવારો.
Widow (વીડો) વિધવા, રંડાયલી સ્ત્રી.
Widower (વીડોઅર) રંડાયલો (પુરુષ).
Journey (જર્ની) મુસાફરી. Town (ટાઉન) શહેર.

Will you give me that soap? (વીલ યુ ગીવ મી ધેટ સોપ) પેલો સાબુ મને આપશો?

Yes, take it (યસ, ટેક ઇટ) હા, લ્યો.

Are you going to Surat? (આર યુ ગોઇંગ ટુ સુરત) તમે સુરત જાઓ છો?

No, I am not going (નો, આઇ એમ નોટ ગોઇંગ) ના, હું નથી જતો.

I am going there on business (આઇ એમ ગોઇંગ ધેર ઓન બીઝનેસ) હું ત્યાં ધંધાને માટે જાઉં છું.

I shall be back in a few days (આઇ શેલ બી બેક ઇન આ ફ્યુ ડેઝ) હું થોડા દિવસમાંજ પાછો આવીશ.

I wish you a happy journey (આઇ વીશ યુ આ હેપી જર્ની) તમારી મુસાફરીમાં સુખ થાઓ એમ હું ઇચ્છું છું.

When will you come? (વેન વીલ યુ કમ) તમે પાછા ક્યારે આવશો?

I will come this week (આઇ વીલ કમ ધીસ વીક) હું આ અઠવાડીઆમાં આવીશ.

How do you like Ahmedabad? (હાઉ ડુ યુ લાઇક અમદાવાદ) અમદાવાદમાં તમને કેવું લાગે છે?

I like the town very much (આઇ લાઇક ધી ટાઉન વેરી મચ) હું તે શહેરને બહુજ પસંદ કરૂં છું (અથવા) તે શહેર મને બહુજ ગમે છે.

Then I will come with you (ધેન આઇ વીલ કમ વીથ યુ) ત્યારે તો હું તમારી સાથે આવીશ.

Are you married? (આર યુ મેરીડ) તમે પરણ્યાછો?

Yes, I am married (યસ, આઇ એમ મેરીડ) હા, હું પરણ્યો છું.

No, I am not married (નો, આઇ એમ નોટ મેરીડ) ના, હું નથી પરણ્યો.

I am a bechetor (આઇ એમ આ બેચેલર) હું કુંવારો છું.

He is a widower (હી ઇઝ આ વીડોઅર) તે રંડાયલો છે.

She is a widow (શી ઇઝ આ વીડો) તે રાંડેલીછે,

She is not married (શી ઇઝ નોટ મેરીડ) તે પરણેલી નથી.

Call the carpenter here (કોલ ધી કાર્પેન્ટર હીઅર) સુતારને અહીં બોલાવો.

---

# પાઠ ૭૦.

Of Surat (ઑફ્ સુરત્) સુરતનો.

Pupil (પ્યુપીલ) વિદ્યાર્થી.

Razor (રેઝર) અસ્ત્રો. Clippers (કલીપર્સ) સુડી.

Nut-crackers (નટ-ક્રેકર્સ) સુડી.

Shop (શોપ) દુકાન. Druggist (ડ્રગીસ્ટ) ગાંધી.
Inhabitant (ઇનહેબીટન્ટ) રહેવાસી.
Fine (ફાઇન) મજાનું.
I am of Surat (આઇ એમ ઓફ સુરત) હું સુરતનો છું.
You are an inhabitant of Gujarat (યુ આર એન ઇનહેબીટન્ટ ઓફ ગૂજરાત) તમે ગૂજરાતના રહેવાસી છો.
Are you a Brahmin or a Rajpoot? (આર યુ આ બ્રાહ્મીન ઓર આ રજપૂત) તમે બ્રાહ્મણ છો કે રજપૂત.
He is a Kunbi (હી ઇઝ આ કુનબી) તે કુણબી છે.
I am a Patidar (આઇ એમ આ પાટીદાર) હું પાટીદાર * છું.
He makes a garden (હી મેકસ આ ગાર્ડન) તે વાડી બનાવે છે.
Have you a pen-knife or a razor? (હેવ યુ આ પેન નાઇફ ઓર આ રેઝર) તમારી પાસે ચપ્પુ અથવા અસ્ત્રો છે?
Have you nut-crackers? (હેવ યુ નટ-ક્રેકર્સ) તમારી પાસે સુડી છે?
What a fine book is this? (વ્હોટ આ ફાઇન બુક ઇઝ ધીસ) આ કેવી મજાની ચોપડી છે.
I went to-day to a druggist's shop with my uncle (આઇ વેંટ ટુ-ડે ટુ આ ડ્રગીસ્ટસ શોપ વીથ માઇ અંકલ) આજ મારા કાકા સાથે હું ગાંધીની દુકાને ગયો.

* ગૂજરાતના ઉંચ વર્ગના ખેડુત કુણબીની જાત.

We are the pupils of Kalkadevi school (ઉવી આરં ધી પ્યુપીલ્સ ઓફ ધી કાળકાદેવી સ્કુલ) અમે કાળકાદેવીની નિશાળના વિદ્યાર્થીઓ છીએ.

## પાઠ ૭૧.

Well (ઉવેલ) કુવો. Frog (ફ્રોગ) દેડકું.
Pond (પોંડ) તલાવ. Lake (લેક) સરોવર.
Ornament (ઓર્નેમેંટ) ઘરેણું.
King (કીંગ) રાજા. Student (સ્ટુડંટ) વિદ્યાર્થી.
Examine (એકઝામીન) પરીક્ષા લેવી.

There is water in the lake (ધેર ઇઝ ઉવોટર ઇન ધી લેક) સરોવરમાં પાણી છે.

There is a frog in the pond (ધેર ઇઝ આ ફ્રોગ ઇન ધી પોંડ) તલાવમાં દેડકું છે.

There is a well near my house (ધેર ઇઝ આ ઉવેલ નીઅર માઇ હાઉસ) મારા ઘર પાસે એક કુવો છે.

A peon met me in the market (આ પીઓન મેટ મી ઇન ધી માર્કેટ) બજારમાં મને એક સીપાઈ મળ્યો.

He sat on the chair (હી સેટ ઓન ધી ચેર) તે ખુરશી ઉપર બેઠો.

This poor old man has only one hand (ધીસ પુઅર ઓલ્ડ મેન હેઝ ઓનલી વન હેંડ) આ બાપડા ઘરડાને એકજ હાથ છે.

I want a slate (આઈ ઉવોંટ આ સ્લેટ) મને એક પાટી જોઇએ છે.

You are a student (યુ આર આ સ્ટુડંટ) તમે વિદ્યાર્થી છો.

He stood on the chair (હી સ્ટુડ ઓન ધી ચેર) તે ખુરસી ઉપર ઉભો થયો.

All these are one woman's ornaments (ઓલ ધીઝ આર વન ઉમન્સ ઓર્નેમેંટસ) આ બધી એકજ સ્ત્રીના ઘરેણા છે.

The King examined the school (ધી કીંગ એક્ઝામીંડ ધી સ્કુલ) રાજાએ નિશાળની પરીક્ષા લીધી.

The men who came yesterday (ધી મેન હુ કેમ યસ્ટરડે) કાલે જે માણુસ આવ્યા તે.

This is the teacher but where is the boys? (ધીસ ઈઝ ધી ટીચર બટ ઉવેર ઈઝ ધી બોયઝ) એ તો શિક્ષક છે, પણ છોકરા કયાં છે?



## પાઠ ૭૨.

Kick (કીક) લાત. Kick (કીક) લાત મારવી.

Along the road (અલોંગ ધી રોડ) રસ્તે.

Wicked (ઉવીકેડ) ભુંડું.

Mercifull (મર્સીફુલ) દયાળુ.

Animal (એનામલ) પ્રાણી. Liberal (લીબરલ) ઉદાર.

Injure (ઇન્જ્યુર) ઇજા કરવી. નુકશાન કરવું.

Forsake the wicked (ફરસેક ધી ઉવીકેડ) દુસ્ટથી આઘા રહો.

We should be kind to poor (ઉવી શુડ બી કાઇંડ ટુ પુઅર) ગરીબ તરફ આપણે માયાળુ થવું જોઇએ.

The camel is a larger animal than the horse (ધી કેમલ ઇઝ આ લાર્જર એનીમલ ધેન ધી હોર્સ) ઘોડા કરતાં ઉંટ વધારે મોટું જનાવર છે.

We should help the poor (ઉવી શુડ હેલ્પ ધી પુઅર) આપણે ગરીબને મદદ કરવી જોઇએ.

The industrious generally succeed (ધી ઇંડસ્ટ્રીઅસ જનરલી સકસીડ) ઉદ્યોગી ઘણું કરીને ફતેહ પામે છે.

The wicked are sooner or latter punished (ધી ઉવીકેડ આર સુનર ઓર લેટર પનીશડ) પાપીઓને મોડે વહેલે શિક્ષા થાય છે.

Don't injure animals (ડોંટ ઇન્જ્યુર એનીમલ્સ) પ્રાણીઓને ઇજા ન કરશો.

Do not go with the wicked (ડુ નોટ ગો ઉવીથ ધી ઉવીકેડ) પાપીની સંગત કરશો નહિ.

This boy is good (ધીસ બોય ઇઝ ગુડ) આ છોકરો ભલો છે.

He is kind and merciful to poor (હી ઇઝ કાઇંડ એંડ મરસીફુલ ટુ પુઅર) તે ગરીબો તરફ માયાળુ અને દયાળુ છે.

You are a liberal man (યુ આર આ લીબરલ મેન) તમે ઉદાર માણુસ છો.

The buffalo is a large and strong animal (ધી બફેલો ઇઝ આ લાર્જ એંડ સ્ટ્રોંગ એનીમલ) ભેંસ મોટું અને જબરૂ જનાવર છે.

# પાઠ ૭૩.

Gun (ગન) તોપ. Guns (ગન્સ) તોપો.
Fired (ફાયર્ડ) ફુટી. Morning (મોરનીંગ) સવારના.
Sound (સાઉન્ડ) અવાજ. Vessels (વેસલ્સ) વાસણો.
Point (પોઇંટ) છેડે. Death (ડેથ) મોત.
Doctor (ડોકટર) ડાકટર, વૈદ.
Attends (એટેંડસ) હાજર રહે છે.
Medicine (મેડીસીન) દવા.
Kindness (કાઇંડનેસ) માયા.

He was on the point of death (હી વોઝ ઓન ધી પોઇંટ ઓફ ડેથ) તે છેક મરવાને છેડે પહોંચ્યો હતો.

What doctor attends him? (વ્હોટ ડોકટર એટેંડસ હીમ) કયા ડાકટરની દવા કરે છે? (અહીં એટેંડસનો અર્થ દવા કરવી થાય છે.)

What medicine does he give him? (વ્હોટ મેડીસીન ડઝ હી ગીવ હીમ) તેને તે શી દવા આપે છે?

That I know not (ધેટ આઇ નો નોટ) તે હું જાણતો નથી.

Where are you going to reside? (વ્હેર આર યુ ગોઇંગ ટુ રીસાઇડ) તમે કયાં રહેવા જાઓ છો?

I intend to go to Bandora (આઇ ઇન્ટેંડ ટુ ગો ટુ બેંડોરા) હું વાંદરા જવા વિચાર રાખું છું.

I shall never forget your kindness (આઇ શેલ નેવર ફરગેટ યોર કાઇંડનેસ) તમારી મહેરબાનીનો હું કદી ભુલનાર નથી.

You do not look well this morning (યુ ડુ નોટ લુક ‘ઉવેલ ધીસ મોરનીંગ) આજ તમારો ચહેરો બરાબર લાગતો નથી.

I went to his house but I did not find him at home (આઇ ઉવેંટ ટુ હીઝ હાઉસ બટ આઇ ડીડ નોટ ફાઇંડ હીમ એટ હોમ) હું તેને ઘેર ગયો પણ ઘરમા તે ન મળ્યો.

When will we go to reside at Surat? (ઉવેન ઉવીલ ઉવી ગો ટુ રીસાઇડ એટ સુરત) આપણે સુરત ક્યારે રહેવા જઇશું?

It is not certain yet that we shall go at all (ઇટ ઇઝ નોટ સરટન યટ ધેટ ઉવી શેલ ગો એટ ઓલ) આપણે જઇશું એ હજી નક્કી નથી.

What were the guns fired for this morning (ઉવોટ ‘ઉવર ધી ગન્સ ફાયર્ડ ફોર ધીસ મોરનીંગ) આજ સવારના તોપો શાની પડી.

To-day is the Queen's birth day (ટુ-ડે ઇઝ ધી ક્વીન્સ બર્થ ડે) આજ રાણી સરકારની વર્ષ ગાંઠછે.

Empty vessels sound most (એમ્પ્ટી વેસલ્સ સાઉંડ મોસ્ટ) અધુરો ઘડો છળકાય ઘણો.

---

## પાઠ ૭૪.

Gold (ગોલ્ડ) સોનું. Silver (સીલવર) રૂપું.
Brass (બ્રાસ) પીતલ. Copper (કોપર) ત્રાંબું.
Yellow (યલો) પીળું Lemons (લેમન્સ) લીંબુંઓ.
Pink (પીન્ક) ગુલાબી. Grey (ગ્રે) ભુરૂં.
Hair (હેર) વાળ. White (હ્વાઇટ) સફેદ.

Cotton (કોટન) રૂ. Clear (કલીઅર) સ્વચ્છ.
Sky (સ્કાઇ) આકાશ. Blue (બ્લુ) આસમાની.
Brown (બ્રાઉન) તપકીરીઆ. Colour (કલર) રંગ.
Potter (પોટર) કુંભાર. Clay (કલે) માટી.
Wheel (ઉવીલ) ચકર. Account (એકાઉંટ) હેવાલ.

Can you write an account of a railway or a steamer? (કેન યુ રાઇટ એન એકાઉન્ટ ઑફ આ રેલ્વે ઑર આ સ્ટીમર) આગગાડી અથવા આગબોટનો હેવાલ તમે લખી શકશો?

Have you ever seen a steamer? (હેવ યુ એવર સીન આ સ્ટીમર) તમે કદી આગબોટ જોઇછે?

Yes, I have seen it (યસ, આઇ હેવ સીન ઇટ) હા, મેં તે જોઇ છે.

A potter makes vessels of clay on a wheel (આ પોટર મેકસ વેસલ્સ ઑફ કલે ઑન આ ઉવીલ) ચકર ઉપર કુંભાર માટીના વાસણ બનાવે છે.

Have you seen gold? (હેવ યુ સીન ગોલ્ડ) તમે સોનું જોયું છે?

It is of yellow colour (ઇટ ઇઝ ઑફ યલો કલર) તેનો રંગ પીળો હોય છે.

Brass and lemons are also of yellow colours (બ્રાસ એંડ લેમન્સ આર ઑલ્સો ઑફ યલો કલર્સ) પીતલ તથા લીંબુ પણ પીલા રંગના હોયછે.

Copper is red (કૉપર ઇઝ રેડ) તાંબુ રાતું હોય છે.

Silver is white, so is cotton (સીલ્વર ઇઝ ઉવાઇટ, સો ઇઝ કોટન) રૂપું સફેદ હોય છે, તેવુંજ રૂ હોય છે.

Clear sky is blue (કલીઅર સ્કાઇ ઇઝ બ્લુ) સ્વચ્છ આકાશ આસમાની હોય છે.
Camels are brown (કેમલ્સ આર બ્રાઉન) ઉંટો તપકીરીઆ હોય છે.
Most roses are pink (મોસ્ટ રોઝીસ આર પીંક) ઘણા ગુલાબો ગુલાબી હોય છે.
Old men have grey hair (ઓલ્ડ મેન હેવ ગ્રે હેર) ઘરડા માણુસના વાળ ભુરા હોય છે.

## પાઠ ૭૫.

Kos (કોસ) ગાઉ. Bullock (બુલોક) બળદ.
Cart (કાર્ટ) ગાડી, ગાડું. Hardly (હાર્ડલી) મુશકેલીથી.
Travel (ટ્રેવેલ) મુસાફરી કરવી.
Money (મની) પૈસા. If (ઇફ) જો.
Commercial (કમર્શીઅલ) વેપારનું.
Affair (એફેર) કામ. In (ઇન) અંદર, માં.
Saved (સેવ્ડ) બચાવ્યું. Got (ગોટ) મેલવ્યું.
Time (ટાઇમ) વખત. Waste (વેસ્ટ) ખોવું.
City (સીટી) શહેર. West (વેસ્ટ) પશ્ચિમ.
Valuable (વેલ્યુએબ્લ) કીમતી.
Merchant (મર્ચન્ટ) વેપારી.
Bombay is the largest city in the West of India (બોમ્બે ઇઝ ધી લાર્જેસ્ટ સીટી ઇન ધી વેસ્ટ ઓફ ઇંડીયા) મુંબઇ હિંદુસ્થાનની પશ્ચિમે સૌથી મોટું શહેર છે.
Money saved is money got (મની સેવ્ડ ઇઝ મની ગોટ) પૈસા બચાવ્યા એ પૈસા મેલવ્યા બરાબર છે.

If a merchant saves times, he saves money (ઇફ આ મરચન્ટ સેવ્ઝ ટાઇમ્સ, હી સેવ્ઝ મની) જો એક વેપારી વખત બચાવે તો, તે પૈસા બચાવેછે.

In commercial affairs time is money (ઇન કમર્શીઅલ એફેર્સ ટાઇમ ઇઝ મની) વેપારના કામમાં વખત એજ પૈસો છે.

Time is more valuable than money (ટાઇમ ઇઝ મોર વેલ્યુએબ્લ ધેન મની) પૈસા કરતાં વખત વધારે કીમતી છે.

Than do not waste your time in idleness (ધેન ડુ નોટ ઉવેસ્ટ યોર ટાઇમ ઇન આઇડલનેસ) ત્યારે આળસાઇમાં તમારો વખત ગુમાવશો નહિ.

In a bullock cart we can hardly travel two kos in one hour (ઇન આ બુલોક કાર્ટ ઉવી કેન હાર્ડલી ટ્રેવેલ ટુ કોસ ઇન વન અવર) બળદના ગાડામાં એક કલાકમાં મુશ્કેલીથી બે ગાઉ મુસાફરી થઇ શકે છે.

We may travel ten or fifteen kos in one hour on a railway (ઉવી મે ટ્રેવેલ ટેન ઓર ફીફ્ટીન કોસ ઇન વન અવર ઓન આ રેલ્વે) આગગાડીમાં એક કલાકમાં આપણે દશથી પંદર કોશની મુસાફરી કરી શકીએ.



## પાઠ ७६.

Things (થીંગ્સ) બાબતો, ચીજો, વસ્તુઓ.
Ignorant (ઇગ્નોરંટ) અજાણ્યું. Many (મેની) ઘણું
Hear (હીઅર) સાંભળવું. Ears (ઇઅર્સ) કાન.

Mouth (માઉથ) મોઢું. Paper (પેપર) કાગળ.
Rags (રેગ્ઝ) ચીથડાં. Cat (કેટ) બીલાડી.
Purrs (પર્સ) મીયાઉં મીયાઉં કરેછે.
Work (ઉવર્ક) કામ.
O'clock (ઓકલોક) કલાક. Salt (સોલ્ટ) ખારૂં
Oil (ઓઇલ) તેલ. Lamp (લેમ્પ) દીવો.
Flour (ફ્લોર) આટો, લોટ.
Nearly (નીઅર્લી) આશરે, નજદીક.
Sea water is salt (સી ઉવોટર ઇઝ સોલ્ટ) દરીઆનું પાણી ખારૂં છે.
It is eleven o'clock (ઇટ ઇઝ ઇલેવન ઓકલોક) અગીઆર વાગ્યા છે.
It is nearly four o'clock (ઇટ ઇઝ નીઅર્લી ફોર ઓકલોક) લગભગ ચાર વાગવા આવ્યા છે.
Flour is made of wheat (ફ્લોર ઇઝ મેડ ઓફ ઉવીટ) ઘઉંનો આટો થાય છે.
What a fine new book! (ઉવોટ આ ફાઇન ન્યુ બુક) કેવી મજાની નવી ચોપડી!
Let me look at your book (લેટ મી લુક એટ યૌર બુક) તમારી ચોપડીમાં મને જોવા દો.
Put oil in the lamp (પુટ ઓઇલ ઇન ધી લેમ્પ) દીવામાં તેલ પુરો.
Put more oil in that lamp (પુટ મોર ઓઇલ ઇન ધેટ લેમ્પ) પેલા દીવામાં વધારે તેલ પુરો.
Rain water is fresh (રેન ઉવોટર ઇઝ ફ્રેશ) વરસાદનું પાણી તાજું હોય છે.
The cat purrs (ધી કેટ પર્સ) બીલાડી મીયાઉ મીયાઉ કરે છે.

We must not be idle in the work (ઉવી મસ્ટ નોટ બી આઇડલ ઇન ધી વર્ક) કામમાં આપણે આળસુ થવું ન જોઇએ.

We hear with our ears (ઉવી હીઅર ઉવીથ અવર ઇઅર્સ) આપણે આપણા કાનથી સાંભળીએ છીએ.

We see with our eyes (ઉવી સી ઉવીથ અવર આઇઝ) આપણે આપણી આંખોથી જોઇએ છીએ.

We speak with our mouth (ઉવી સ્પીક ઉવીથ અવર માઉથ) આપણે આપણા મોઢાથી બોલીએ છીએ.

We walk with our feet (ઉવી ઉવૉક ઉવીથ અવર ફીટ) આપણે આપણા પગથી ચાલીએ છીએ.

Paper is made from rags (પેપર ઇઝ મેડ ફ્રોમ રેગ્સ) કાગળ ચીથડામાંથી બને છે.

You are now ignorant of many things (યુ આર નાઉ ઇગ્નોરંટ ઓફ મેની થીંગ્સ) હમણા તમે ઘણી બાબતોથી અજાણ્યા છો.

## પાઠ ૭૭.

Soul (સોલ) આત્મા. Boat (બોટ) મછવો, હોડી.

Ship (શીપ) વહાણ. Stir (સ્ટર) હલાવવું.

Truth (ટ્રુથ) સાચું. Shop (શોપ) દુકાન.

Cook (કુક) રસોયો. Without (ઉવીધાઉટ) વિના, વગર.

Star (સ્ટાર) તારો. Shining (શાઇનીંગ) પ્રકાશતું.

Herb (હર્બ) ભાજીપાલો. Hill (હીલ) ટેકરી.

Where do you live? (ઉવેર ડુ યુ લીવ) તમે ક્યાં રહો છો?

I live in Vithalvadi (આઈ લીવ ઇન વિઠ્ઠલવાડી) હું વિઠ્ઠલવાડીમાં રહું છું.

What a fine hill! (ઉવોટ આ ફાઇન હીલ) કેવી મઝાની ટેકરી!

Herbs are useful to men (હર્બસ આર યુઝ ફુલ ટુ મેન) માણસોને ભાજીપાલો ઉપયોગનો છે.

That is a fine tree (ધેટ ઇઝ આ ફાઇન ટ્રી) તે મઝાનું ઝાડ છે.

The ox lives on grass (ધી ઓકસ લીવ્ઝ ઓન ગ્રાસ) બળદ ઘાસ ઉપર (ખાઇને) જીવે છે.

The ox is standing in the field (ધી ઓકસ ઇઝ સ્ટેન્ડીંગ ઇન ધી ફીલ્ડ) બળદ ખેતરમાં ઉભો છે.

The star is shining a-far off (ધી સ્ટાર ઇઝ શાઇનીંગ આ ફાર ઓફ) તારો છેક દૂર પ્રકાશે છે.

The boy is sitting near the door (ધી બોય ઇઝ સીટીંગ નીઅર ધી ડોર) છોકરો દરવાજા આગળ બેઠો છે.

Do not go without me (ડુ નોટ ગો ઉવીધાઉટ મી) મારા વગર જશો નહિ.

Walk down to the town (ઉવોક ડાઉન ટુ ધી ટાઉન) શહેર સૂધી ચાલતા જાઓ.

A boat is smaller than a ship (આ બોટ ઇઝ સ્મોલર ધેન આ શીપ) વહાણ કરતાં મછવો વધારે નાનો હોય છે.

Do you see the ship? (ડુ યુ સી ધી શીપ) તમે વહાણ જુઓ છો?

I do not see the ship (આઇ ડુ નોટ સી ધી શીપ) હું વહાણ દેખતો નથી.

Call the cook to me (કોલ ધી કુક ટુ મી) રસોયાને મારી પાસે બોલાવો.

Give me some more rice (ગીવ મી સમ મોર રાઈસ) મને થોડા વધારે ચોખા આપો.

I will shut up the shop (આઇ ઉવીલ શટ અપ ધી શોપ) હું દુકાન બંધ કરીશ.

I can not see the sea (આઇ કેન નોટ સી ધી સી) હું દરીઓ જોઇ શકતો નથી.

I shall do what I can for you (આઇ શેલ ડુ ઉવોટ આઇ કેન ફોર યુ) મારાથી બની શકશે તે હું તમારે માટે કરીશ.

Boil the rice and stir it (બોઇલ ધી રાઇસ એંડ સ્ટર ઇટ) ચોખાને બાફીને હલાવો.

He does not speak the truth. (હી ડઝ નોટ સ્પીક ધી ટ્રુથ) તે સાચું બોલતો નથી.

A ship is larger than a boat (આ શીપ ઇઝ લાર્જર ધેન આ બોટ) મછવા કરતાં વહાણ વધારે મોટું હોય છે.

I like him more than you (આંઇ લાઇક હીમ મોર ધેન યુ) તમારા કરતાં તેને હું વધારે ચાહુંછું.

I like you most of all (આઇ લાઇક યુ મોસ્ટ ઓફ ઓલ) બધા કરતાં હું તમને વધારે ચાહું છું.

I will do my best for you (આઇ ઉવીલ ડુ માઇ બેસ્ટ ફોર યુ) મારાથી બનતું હું બધું તમારે માટે કરીશ.

A man has a soul (આ મેન હેઝ આ સોલ) માણસને આત્મા હોય છે.

They will do what they can for me (ધે ઉવીલ ડુ ઉવોટ ધે કેન ફોર મી) તેઓથી બની શકે તું બધું તેઓ મારે માટે કરશે.

## પાઠ ૭૮.

Behind (બીહાઇંડ) પાછળ Hedge (હેજ) ઝાડી.
Task (ટાસ્ક) પાઠ. Well (ઉવેલ) કુવો.
It is too hot, I can not run (ઇટ ઇઝ ટુ હોટ આઇ કેન નોટ રન) ગરમી ઘણી પડે છે, હું દોડી શકતો નથી.
Have you done your task? (હેવ યુ ડન ટાસ્ક) તમે તમારો પાઠ કીધો છે?
A thief was behind the hedge (આ થીફ ઉવોઝ બીહાઇંડ ધી હેજ) ઝાડી પાઝળ એક ચોર હતો.
Cook, bring the rice to me (કુક બ્રીંગ ધી રાઇસ ટુ મી) રસોયા, ચોખા મારી પાસે લાવ
Let the ox go to the well (લેટ ધી ઓક્સ ગો ટુ ધી ઉવેલ) બળદને કુવા પાસે જવાદો.
Give the dog some water (ગીવ ધી ડોગ સમ વોટર) કુતરાને થોડું પાણી આપો.
A thief steals my rice (આ થીફ સ્ટીલ્સ માઇ રાઇસ) ચોર મારા ચોખા ચોરે છે.
Why do you not give her the milk? (વાય ડુ યુ નોટ ગીવ હર ધી મીલ્ક) તે (સ્ત્રી) ને તમે દૂધ શા માટે આપતા નથી?
The rain fell all the night (ધી રેન ફેલ ઓલ ધી નાઇટ) આખી રાત વરસાદ પડયો.

